# નવાં અને જુનાં

# બાળ ઉખાણાં

આવૃત્તિ

૫ મી                                                    કિં. ।।

નવાં રચનાર

અને

જુનાં સુધારી સંગ્રહ કરનાર

**કાનજી કાલીદાસ જોશી.**

શિક્ષક—

શ્રી ભરડા ન્યૂ હાઈસ્કૂલ,

મુંબઈ.

સંવત                                                    સને

૧૯૮૫                                                    ૧૯૨૯

**પ્રકાશક-કે. કે. જોશી ઍન્ડ બ્રધર્સ**

૯૪-૯૮, કાંદાવાડી, મુંબઈ નં. ૪

## નવાં અને જુનાં

# બાળ ઉખાણાં

નવાં રચનાર

અને

જુનાં સુધારીને સંગ્રહ કરનારઃ-


કાનજી કાલીદાસ જોશી.

શિક્ષકઃ-ધી ભરડા ન્યુ હાઇ સ્કુલ,

મુંબઇ.





પ્રકાશકઃ-

કે. કે. જોશી એન્ડ બ્રધર્સ.

૮૪-૯૨, કાંદાવાડી, મુંબઇ નં.-૪.

આવૃત્તિ ૧ લી. ] પ્રત ૨૦૦૦ [ સને ૧૯૨૯.

કિંમત આઠ આના.

# :: અર્પણ ::



ઉખાણાં, લોકગીત, જોડકણાં, બાળ રમુજ, બાળ વાર્તા, કહેવતો, સંગીત, કાવ્યો, કથા, વાર્ત્તા, હાસ્ય વિનોદના ટુચકા, નાટક અને સિનેમાના અઠંગ અભ્યાસી, અત્રેની એસ્પલેન્ડ હાઇસ્કુલમાં એક આદર્શ શિક્ષક તરીકે સારી કીર્તિ સંપાદન કરનાર, વેપારી કેળવણી લઇ વેપારનો બહોળો અનુભવ ધરાવનાર, સિનેમા લાઇનમાં પ્રથમ કોહીનૂર ફીલ્મ કંપનીમાં અનુભવ લઇ સ્ટાર ફીલ્મ કંપની, લક્ષ્મી પીકચર્સ, સ્વસ્તિક ફીલ્મ કંપની, અશોક પીકચર્સ, એક્ષેલસીઅર ફીલ્મ કંપની વગેરે પાંચ કંપનીનું સ્વહસ્તે ખાતમુહુર્ત્ત કરનાર, શારદા અને સરસ્વતી ફીલ્મ કંપનીમાં લેખક, ડીરેકટર અને સિનેરીઓ રાઇટર તરીકે કામ કરનાર તથા પ્રોડયુસર તરીકે ઓલ રાઉન્ડ, સીનેમાના હુન્નરમાં નામના મેળવનાર મારા સ્વ. નાના ભાઇ મણીલાલ કે. જોશી કે જેઓ બાળ કેળવણીનાં સચિત્ર પુસ્તકો માટે આર્ટીસ્ટીક ચિત્રો દોરાવી ચિત્રોના બ્લોકસ બનાવવાની અને કેળવણીને લગતી ફીલમ ઉતારવાની ધગશ ધરાવતા હતા, અને સસ્તું બાળ સાહિત્ય પ્રગટ કરવાની ઉમેદ રાખતા હતા. તેમના આત્માની શાંતિ અર્થે આ લઘુ ગ્રન્થ તેમને જ અર્પણ કરૂં છું.

"ફાન"

# પ્રસ્તાવના



ઉખાણાં એ લોકસાહિત્યનું અંગ છે. ઉખાણાંનું બંધારણ હંમેશાં સરળ અને સહજ ગ્રહણ કરી શકાય એવું હોય છે. એવું ન હોય તો ઉખાણું રચવાની મતલબ પૂરી ન પડે. ઉખાણાં મૂળ બાળવિનોદ અને બાળકેળવણીને સારૂ રચાએલાં, અને તેથી ઉખાણાં-નો મુખપાઠ ને તેની ઉકેલ છોકરાં તેમની માને ખોળે શીખતાં, અને પછી માંહોમાંહે તેના સવાલ જવાબ કરી પરસ્પર ગમ્મત મેળવતાં. બાળશિક્ષણનું એ અંગ ધીમે ધીમે આપણા સાહિત્ય જીવનમાંથી ખસતું જાય છે; તેમ ન હોત તો નિશાળોમાં વર્ગવાર ક્રમે ક્રમે ઉખાણાં શીખવવા માટે આ પુસ્તક રચનારને તે રચવાનો અવકાશ જ હતો નહિ. આમ–એવી રીતનો ફેરફાર–થવાનું કારણ શું, તે વિષે અત્રે ઉલ્લેખ કરવાની જરૂર ન જણાયાથી તે કર્યો નથી, પરંતુ વસ્તુતઃ જે હાલની સ્થિતિ છે તે જ જણાવી છે.

જૂનાં ઉખાણાં ભૂલાઇ જવાં ન જોઇએ, તે સચવાઇ રહેવાં જોઇએ, કારણ આપણા વિકાસની, આપણી સંસ્કૃતિની, આપણા જીવન રસની એક અમુક દશાનું પ્રતિબિંબ એમાં જળવાઇ રહ્યું છે, અને તેટલે દરજ્જે

આ ન્હાનકડું પુસ્તક આવકારને પાત્ર છે. એમાં આપેલાં નવાં ઉખાણું, જૂનાં ઉખાણું જેટલાં સરળ, ભાવવાહક, અશિક્ષિત વ્યક્તિના ધ્યાનમાં પણ તરત ઉતરી જાય એવાં છે કે નહિ, તે અભિપ્રાય વાચકને આપવાનો છે. આગલા વખતમાં ઘડીઆળનાં અલારમ, ફોનોગ્રાફ, ગ્રામોફોન, વગેરે હસ્તીજ ધરાવતાં ન હતાં, તો પછી તેને ઉખાણુંના સાહિત્યમાં સ્થાનજ કયાંથી મળે? એ ઉખાણું તો શામળભટ્ટની વાતોમાં આવતાં મોટી ઉમરનાં માણસોના વિચારને લાયક લાગે છે. તે તો ગમે તેમ હોય પરંતુ આ જાતના સાહિત્ય તરફ શિક્ષકોનું પણ લક્ષ દોરાયું છે, એજ એક પ્રશંસનીય વાત છે, અને તેથીજ આ સંગ્રહ જેવા સંગ્રહો, આનાથી પણ ઉંચી કક્ષાના, બ્હાર પડતા જાય તો જરૂર આપણા બાળસાહિત્યનું ક્ષેત્ર વિસ્તાર પામતું જાય.

મુંબઇ, તા. ૮ મી<br>
ફેબ્રુઆરી,<br>
સને ૧૯૨૯.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# નિવેદન



હાલમાં બાળકેળવણી તરફ સૌનું ધ્યાન ખેંચાયું છે, જેથી બાળ શિક્ષણ સાહિત્યની દિશામાં પણ સારી પ્રગતિ થઇ રહી છે. આ નાનો સરખો ગ્રંથ પણ બાળ શિક્ષણ સાહિત્યમાં વૃદ્ધિ કરશે, એવી આશા છે. બાળ શિક્ષણના ગ્રંથના નિવેદનમાં બાળ શિક્ષણ-બાળકોની હાલની કેળવણી સંબંધી બે બોલ લખાય તો તે અસ્થાને ગણાશે નહિ.

સાધારણ રીતે બાળકોને અપાતી કેળવણીના બે વિભાગ કરી શકાય, એકં ઘર આગળ અપાતી કેળવણી અને બીજી શાળામાં અપાતી કેળવણી. આમ આપણે ત્યાં ચાલી આવતી પ્રાચીન રીત છે. પણ હાલમાં કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી, ડિરેકટ મેથડ, વગેરે વિદેશીય પધ્ધતિઓ આપણી કેળવણીમાં દાખલ થઇ છે. આ સર્વે પધ્ધતિઓનો મૂળ હેતુ એટલો જ છે કે બાળકોને વિના પરિશ્રમે સરળતા ને સહેલાઇથી પ્રત્યક્ષ પદાર્થ ચિત્રો વગેરે સાધનો દ્વારા થોડા સમયમાં સંગીન જ્ઞાન આપવાનો છે. વળી રમત ગમતમાં બાળકોને કંટાળો ન આવે અને શીખવાના વિષયમાં તેમને રસ પડે છે. અને એથી બાળકોની

યાદદાસ્ત શક્તિ, વિચાર શક્તિ, વગેરે મગજની શક્તિઓ ખીલતી રહે છે.

આપણી હાલની કેળવણીમાં વિદેશીય પદ્ધતિઓ જુદાં જુદાં નામ અને નવિન લેબાશમાં ભલે દાખલ થઇ હોય, પણ તે કાંઇ આપણી પ્રાચીન રીતિથી તદ્દન નવિન જ હોય એમ નથી.

આપણે ત્યાં ઘર આગળની કેળવણીમાં ઉપલી સર્વ પધ્ધતિઓનો સમાવેશ થઇ જાય છે. આપણા દેશમાં ઘરના બૈરાં છોકરાં લાલ, પીળી, ધોળી માટીના રમકડાંને ચિત્રકામ સુંદર બનાવતાં હતાં. સાંઠાના ગર અને સળીના આકાર, પાણીના છૈયા, મોરપીંછના આકાર વગેરે બાળકો એવાં સુંદર બનાવતાં કે બે ઘડી જોવાનું મન થાય. નદી કે તળાવના કિનારાની ચીકણી માટી લઇને બાળકો તરેહ તરેહવાર માટીના નમુના બનાવી રમતાં હતાં; બૈરાંઓ માટીની કોઠી કોઠલા તથા ઘંટીના થાળાં બનાવતાં હતાં, જે કોન્ક્રિટ સિસ્ટિમ હાલ સીમીટ ને લોખંડના સળીયાથી બનાવે છે, તેવી રીતે અમારા બૈરાં ઘરનાં અને રસોડાનાં પડભીંતીયાં તથા ભીંતો અને મેડામાં વાંસ, સાંઠા સાંઠીયો નાંખી માટીથી બાંધી લેતાં હતાં.

હજીયે ગામડાંમાં ગરીબ લોકો આ પ્રમાણે કરે છે. કાગળોની અનેક ચીજો વહાણુ ખડીયા વગેરેની

રમત અમારે ત્યાં ઘરગથ્થુ ગણાય છે. રેશમ ને કાચના ચાકળા વગેરેનું ભરત ઉત્તમ થતું હતું ને થાય છે. છોડીઓને ભરત, ગૂંથણ ને રસોઇનું જ્ઞાન ઘર આગળ અપાતું હતું ને અપાય છે. ઇદ્રિય કેળવણીનું કામ જુદી જુદી રમતોથી થતું હતું. આપણા દેશમાં અવાજ પારખવાની, સ્પર્શથી ઓળખવાની અને અવલોકન કરવાની રમતો બાળકો ઘર આગળ હંમેશાં રમતાં હતાં. 'ચુન ચુન ચગલી', 'એન ઘેન ડાહીનો ઘોડો,' જોડી દ્વારા નાના, મોટા, લાંબા, ટુંકા વગેરે ચુંટવાની રમતો છોકરાં અંદર અંદર વિવિધ રીતે કરતાં હતાં. તરવાની, દોડવાની, મલખમની, કુસ્તી કરવાની, ગીલ્લી દંડાની, છુટ દડીની, સાતેલીઆની, અને સાત તાળી વગેરેની રમતો રમતાં હતાં. વળી શિયાળામાં ઠંડીના વખતમાં સાંજ સવાર તાપણી કરી આંગણામાં બેસી અને ઉનાળામાં સાંજે નદી કિનારે તથા વેકરામાં બેસી અથવા દરિયા કિનારે રેતીમાં કે તળાવની પાળે બેસી અગર મંદિરોમાં દર્શન કરી ઓટલા ઉપર બેસી વારતાઓ, વરતો કે ઉખાણાં અને ગણિતના કોયડા એક બીજા સામસામા કહેતાં હતાં. નાનાં ગીતો, જોડકણાં કે કવિતાની અમુક કડીઓ બોલી તેની પાદપૂર્તિ કરવાની વગેરે અનેક તરેહની તન-મન ખીલવવાની કેળવણી આપોઆપ માબાપ-વડીલોની સાથે બેસીને બાળકો ગ્રહણ

કરતાં હતાં. તે વખતનાં માબાપો ઘરના સુખી, સંતોષી અને બાળકોને ઘર આગળ કેળવવામાં અત્યંત રસ લેતાં હતાં. ઉપલી સર્વ ઘર આગળની કેળવણીમાં કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી અને ડિરેકટ મેથડ વગેરે પધ્ધતિઓનો સમાવેશ થઇ જાય છે.

તે વખતે શાળા માત્ર ભાષાજ્ઞાન તથા ગણિત, આંક, નામું, પત્રવહેવાર વગેરે શીખવા પુરતુંજ સાધન ગણાતું હતું. ઉપરોક્ત શાળાનું કામ સંપુર્ણ થયા પછી બાળકો વર્ણાશ્રમ પ્રમાણે પોતાના બાપીકા ધંધામાં જોડાઇ પોતાનું તથા પોતાના કુટુંબનું સારી રીતે પોષણ કરી શકવાને શક્તિમાન થતાં. આ બધું ઘરગથ્થુ કેળવણીના પ્રતાપથીજ થતું હતું. હાલમાં અંગ્રેજી કેળવણી અને ડિગ્રીઓ લેવા છતાં પોતાના ભરણ પોષણના વાંધા પડે છે, તેનું કારણ સૌ કોઇ જાણી શકયાં છે.

ઉપરોક્ત ઘરગથ્થુ કેળવણીમાં અગ્રસ્થાન લેતાં ઉખાણાં, જોડકણાં, લોકગીત, બાળ રમુજ, કાવ્યો વગેરે લોક સાહિત્ય આધુનિક ગ્રહણ કરાયલી વિદેશીય પધ્ધતિમાંયે પોતાનું સ્થાન સારી રીતે લઇ શકે તેમ છે.

પ્રત્યેક પ્રજાને પોતાની ભાષા છે, તેમ લોકસાહિત્ય પણ છે; અને એ લોકસાહિત્યને એના સર્વ

થશે સહિત સુવ્યવસ્થિત રીતે ગોતી કાઢવું તે, તે પ્રજાની માનસિક, નૈતિક, ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિનો ભૂત તેમજ વર્તમાન ઇતિહાસ સંપૂર્ણ-પણે પ્રગટ કરવા બરોબર છે.

લોકસાહિત્યનાં તમામ અંગોમાંથી ઉખાણાં, લોકગીત, જોડકણું, કહેવતો, વરતો વગેરે કંઠસ્થ લોકસાહિત્ય આવી શોધને વધુ સહાય આપે છે. કેમકે એનું સ્વરૂપ લાંબા ફેરફારો અનુભવતું નથી, ને તેથી અણીશુદ્ધ રહે છે. આપણે અહીં તો બાળ-કેળવણીના પ્રદેશમાં એની ઉપયોગિતા પુરતુંજ લક્ષ રાખ્યું છે.

ઉખાણાંનો અર્થ ટુંકામાં ને તુરતમાં અમુક વસ્તુનું વર્ણન કરી, હાજર સવાલ જવાબ આપવો એવો થાય છે. તેમાં રહેલી ભાષાની સાદી રચના અને ઝડઝમકને લીધે સહેલાઇથી યાદ રાખી શકાય છે, અને તે કર્ણપ્રિય પણ લાગે છે.

નાનાં બાળકો વરતો ને ઉખાણાંની રમતો રમે તેથી તેમની યાદશક્તિ, વિચારશક્તિ અને કાવ્યશક્તિ ખીલે છે; તથા ભાષાજ્ઞાન અને કવિત્વશકિત વધે છે. વળી પ્રાણી, પદાર્થ, વનસ્પતિ વગેરેનું સહજ જ્ઞાન થાય છે અને નિડરપણે હાજર જવાબ દેતાં શીખે છે. આ ઉપરથી આ દિશામાં શિક્ષણની સરળ

પદ્ધતિ પ્રમાણે કંઇક પ્રયત્ન કરવા માંડયો, અને કેટલાંક ઉખાણાં અત્રેનાં લોકપ્રિય અને બહોળો ફેલાવો પામેલાં 'ગુજરાતી,' 'મુંબઇ સમાચાર' અને 'હિન્દુસ્તાન'ના દિવાળીના અંકોમાં તથા 'સાંજ વર્તમાન'ના પતેતીના અંકોમાં આપવામાં આવ્યાં હતાં. વળી વડોદરામાંથી નિકળતા 'બાળશિક્ષક' માસિકમાં પણ આવાં ઉખાણાં હું આપતો હતો. આ-માંનાં કેટલાંક ઉખાણાંના ઉતારા કેટલાંક બાળમાસિકો-એ પણ લીધા હતા. આ સર્વ દેખાડે છે કે આ ઉખાણાં બાળકોના શિક્ષણમાં ઉત્તમ પ્રકારનાં માલુમ પડયાં છે. આવાં ઉખાણાંનો વર્ગીકરણ કરીને એકત્ર સંગ્રહ છપાય, અને જુના ઉખાણાંનો એકત્ર સંગ્રહ કરી રખાય તો બાળ શિક્ષણમાં ઉપયોગી થઇ પડે એવા હેતુથી અને ઘણાં બાળકો તથા માબાપોની ખાસ ઇચ્છાથી આ મારા પોતાનાં બનાવેલાં પ્રાણી, પદાર્થ, ભૂગોળ, ખગોળ વગેરેનું ભાન કરાવતાં નવાં ઉખાણાં તથા સંગ્રહ કરેલાં જુનાં ઉખાણાં છપાવી પ્રગટ કર્યાં છે; તો આશા છે કે બાળશિક્ષણ સાહિત્યના પ્રદેશ-માં બાળકોના રસિક સાહિત્ય તરીકે આદરને પાત્ર થશે.

આ નાનકડા પુસ્તકમાં નવાં તથા જુનાં બાળ ઉખાણાંનો સમાવેશ કરવામાં આવ્યો છે. નવાં ઉખાણાંમાં દશ વર્ગ પાડવામાં આવ્યા છે. તેમાં

પહેલો વર્ગ જનાવર, બીજો પક્ષી, ત્રીજો જંતુ, ચોથો ખગોળ, પાંચમો ભૂગોળ, છ, સાત, આઠ અને નવમો વર્ગ વનસ્પતિ અને દશમો વર્ગ સામાન્ય પદાર્થનો બનાવેલો છે. આ સર્વ ઉખાણું જુના ઉખાણુંની પદ્ધતિ પ્રમાણે સાદાં, સરળ અને સહેલાઇથી યાદ રહી શકે એવાં છે. અને શિક્ષણના આધારે સૃષ્ટિ-જ્ઞાન, પદાર્થપાઠ, ચિત્રવાચન, સામાન્યજ્ઞાન અને નિબંધ વગેરેમાં ઉપયોગી થાય એવી આશાથી રચ-વામાં આવ્યાં છે.

જુનાં ઉખાણું જે વૃધ્ધો પાસેથી સાંભળીને તેમજ બાળમાસિકોમાંથી સંગ્રહ કરીને સુધારા વધારા સાથે અત્રે આપવામાં આવ્યાં છે. તેના પણ ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. તે સર્વ લગભગ સામાન્ય પદાર્થ-નાં છે. શામળ ભટ તથા કવિ દલપતરામની કેટલીક સમસ્યાઓનો પણ અત્રે સમાવેશ કરેલો છે, તે જો કે બાળમગજને વધારે પડતા બોજા સમાન ગણાય, તોપણ ઉખાણામાં તેને જાળવી રાખવાના હેતુથી આ સંગ્રહમાં આપવામાં આવ્યાં છે. આ જુનાં ઉખાણુંમાં ફોનોગ્રાફ, ગ્રામોફોન, રેડીઓ, તાર, ટેલી-ફોન, સબમરીન, ટોરપીડો વગેરે ભાગ બીજાના નંબર ૬૪ થી ૭૨, તથા ભાગ ત્રીજાના નંબર ૬૭ થી ૯૫ સુધી, અને આંધળાનાં ઉખાણું, ફરમો પુરો કરવા

માટેજ જુનાં ઉખાણાંમાં નવાં ઉખાણાં ઉમેરવામાં આવ્યાં છે. તેથી તેમાંની કોઇ વસ્તુ કે પદાર્થ એ સમયાનુસાર ન લાગે તો શંકા લેવાનું કારણ નથી.

છેવટે આ પુસ્તકની પ્રસ્તાવના લખનાર વિદ્વાન સાક્ષર અને સાહિત્યપ્રેમી રા. રા. કૃષ્ણુલાલ મોહનલાલ ઝવેરી કે જેમણે આ પુસ્તકની પ્રસ્તાવના લખવાની જે ઉદારતા બતાવી છે તે માટે તેમને અંતઃકરણ પુર્વક આભાર માનું છું. વળી જુનાં ઉખાણાં સંગ્રહ કરવામાં મારાં વૃદ્ધ-વડીલો, સગાં-સ્નેહીઓ, બાળકો અને બાળમાસિકો કે જેના આધારે જુનાં ઉખાણાં સંગ્રહ કરી સુધારી પ્રસિદ્ધિમાં મુંકયાં તે સર્વનો હું ઋણી છું, અને તે સર્વનો આભાર માની આ નિવેદન પૂર્ણ કરૂં છું. અસ્તુ!

વસંત પંચમી,
સં. ૧૯૮૫.
તા. ૧૪-૨-૨૯.

કાનજી કાલીદાસ જોશી.

# અનુક્રમણિકા

## નવાં ઉખાણાં



## જુનાં ઉખાણાં



કુલ ઉખાણાં ૩૩૪+૨૫૮=૫૯૨

# કે. કે. જોશી એન્ડ બ્રધર્સ

## નાં હવે પછી બહાર પડનારાં

## બાળ સાહિત્યનાં નવાં પુસ્તકો

| | | કિંમત |
|---|---|---|
| ૧ | નવી પહેલી ચોપડી | ૦–૪–૦ |
| ૨ | નવાં બાળ જોડકડાં | ૦–૨–૦ |
| ૩ | સંગીન દેશી હિસાબ | ૦–૨–૦ |
| ૪ | નવાં બાળ રમુજ ગીતો | ૦–૨–૦ |
| ૫ | નવરાની નવાણું વાતો | ૧–૨–૦ |
| | (નવ નવના નવ મણુકા) દરેકની | ૦–૨–૦ |
| ૬ | બાળ સંગીત (રાગની સમજ તથા નોટેશન સાથે | ૦–૮–૦ |

અમારાં પુસ્તકો નીચે લખેલા અમારા એજન્ટો પાસેથી પણ મળશે.

૧ એન. એમ. ત્રિપાઠીની કું.
૨ જે. એમ. પંડયાની કું.
૩ પંડિત નારાયણ મુલજી
૪ આર. આર. શેઠની કું.
૫ સી. જમનાદાસની કું.
૬ એન. ડી. મહેતાની કું.

ઠે. કાલબાદેવી પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ–૨.

# નવાં બાળઉખાણાં



## વર્ગ ૧. જનાવરો.

૧

મીઠું મીઠું દૂધ દેતી, સૌ જણની માતા,
મુતર પવિત્ર ગણે જેનું, બળતણ છાણાં થાતાં.

૨ ગાય.

કાળું કાળું ડોબું, ને આપે મીઠું દૂધ,
નદી તળાવે પાણી માંહે, પડી રહે ખુબ.

૩ ભેંસ.

કાળો કાળો કાળુભાઇ, વળી ઘણો જાડો,
કોલ ફેરવવા ઘાણી પીલવા, તેનો તો છે દાદો.

૪ પાડો.

ભાર ખેંચું પણ, ગધેડો નહિ,
ઘાણી પીલું પણ, ઘાંચી નહિ.
ગાડીમાં જોડે પણ, ઘોડો નહિ,
ખેતર ખેડું પણ, ખેડુત નહિ.

બળદ.

૫

ઝડપવાળો જમાદાર, સ્વારી માંહે શૂરો;
રથ ગાડીમાં ઉપયોગી, લડાઇ માંહે પુરો.

૬ ઘોડો.

ઉંચા ઉંચા ઉકરજી, ને લાંબી લાંબી ડોક,
અઢાર અંગો વાંકા, તેથી વાકું કે' સૌ લોક.

૭ ઊંટ

રાજાને દરબાર રહેતો, જનાવરનો રાજા,
દાંતોનાં રમકડાં થાયે, ચુડી ચુડલા ઝાઝા.

૮ હાથી.

વિકાળ વાલજી ને, મોટા મોટા દાંત,
મૂકો મારી કાઢી નાંખે, પેટમાંથી ભાત.

૯ વાઘ.

વનરાજ બહાદુર, વનમાં રહેતો,
રાતે ખાણું ખાઇને, દિવસે ઉંઘા રે'તો.

૧૦ સિંહ.

એક કુતરૂં એવું, તે ફડક ફાડી ખાય,
જે સામે આવે, તેને ફડક ફાડી ખાય.

વરૂ.

૧૧

હાથ પગ પણ, માણસ નહિ,
લાંબી પૂછડી પણ, ઉંદર નહિ.
ઝાડે ચઢે પણ, ખીસખોલી નહિ,
ફળ ખાય, પણ પક્ષી નહિ.

૧૨ વાંદરૂં.

લુચ્ચાનો સરદાર, ને પાખંડનો પીર;
જનાવરનો જમાદાર, શિકારે શુરવીર.

૧૩ શિયાળ.

ફૂંછડાવાળું રમકડું, મદારી પાસે નાચે;
જંગલમાં તો જંગલી જેવું, શહેરમાં જોઇ રાચે.

૧૪ રીંછ

શિંગાળું સસલું, ને કુદકા મારી દોડે;
મોટા મોટા રાજા રાણા, તેની પાછળ દોડે.

૧૫ હરણ.

ઘેલાં ગાંડાં ભોળાં બાળાં, એક એક પાછળ જાય;
રૂના જેવાં રૂંછાં ઉપર, તેનાં કપડાં થાય.

૧૬ ઘેટાં

એક બિલાડું બીકણુદાસ, વન વગડામાં રહેતું;
ડીલ સુંવાળું મોટા કાનો, ઝાડીમાંથી જોતું.

સસલું.

૧૭

નાનું એવું નરપલું, ને પુંછડે વાળનો ગુચ્છો,
દુશ્મન ગણાય સાપનું, એ કે'તી કોને પુંછો.

૧૮ નોળીઉં.

ડાળી ડાળી દોડતો, પુછડીવાળો પાડો,
કાળું રાતું મોઢું દીસે, જાણે હનમાન દાદો.

૧૯ વાંદરો.

ગંદું ગંદું ગારા જેવું, કિચડ માંહે રે'તું,
ચામડી જાડી વાળ જાડા, કુતરા માફક ફરતું.

૨૦ ડુક્કર.

એક પહેરાવાળો એવો, બોલે ચોર ભાળે તેવો.
વળી વફાદારમાં પે'લો, એ ચપળ જનાવર ટેવો.

૨૧ કુતરો.

ઘોડા ગધેડાની હું જાત, બાળ સરવારીમાં પ્રખ્યાત,
જીબ્રા જેવો મારો ઘાટ, કહો ઉખાણાની એ વાત.

૨૨ ટટ્ટુ.

ચોરી કરૂં પણ, ચોર નહિ,
પૂછડી મોટી પણ, વાંદર નહિ.
ફરૂં રાતે પણ, ઘૂવડ નહિ,
મૂછાળો પણ, મરદ નહિ.

ઉંદર.

૨૩

દરમાં પેસું પણ, ઉંદર નહિ,
ઝાડે પેસું પણ, પક્ષી નહિ.
બીકણુ, ચપળ પણ, સસલું નહિ,
ડાળી ડાળી કુદું પણ, વાંદરી નહિ.

૨૪ ખીસખોલી.

વાઘની માસી, ને ઉંદરની કાળ,
ઘી દુધ વિના ન, ખાતી મોળા માલ.

બિલાડી.



# નવાં બાળઉખાણાં



## વર્ગ ૨. પક્ષી.

૧

લીલો લીલો લખમશી, ને નાકે લાલ ટીબું,
કાળો દોરો કોટે બાંધે, તે ફળ ખાય પાકેલું.

૨ પોપટ.

કાળા કાળા કાકાજી, ઠગારાના પીર,
ગામ ગામ ઠામ ઠામ, ખાઇ જાય ખીર.

૩ કાગડો.

કાળી કાળી કંકુબાઇ, આંબા ડાળે ડોલે,
ઉનાળામાં કેરી ખાતી, મીઠા ટઉકા બોલે.

૪ કોયલ.

સવારી થાય પણ ઘોડો નહિ,
ઉંચે ઉડે પણ વિમાન નહિ.
બહુ ઝડપ પણ મોટર નહિ,
એ છે પક્ષીનો રાજા સહી.

ગરૂડ.

૫

વહાણે બોલે પણ કાગ નહિ,
સવાર જણાવે પણ સૂર્ય નહિ.
માણસ ખાય પણ તરકારી નહિ,
બાંગ પુકારે. પણ મુલ્લાં નહિ.

૬ કૂકડો.

ચીંચીં કરતી ચંદાબાઇ, દાણા વીણતી દોડે,
હાથ દાંત વિના, બે પંખા રાખી ઊડે.

૭ ચકલી.

ભર ચોમાસે તરસ્યો રે'તો, સ્વાતી માહે પીતો,
બે નામ વાળો છે, તે લોકોમાં વખણાતો.

૮ બપૈયા-ચાતક.

ચાંદા સાથે પ્રીતી તારે, ચંદ્ર સામું જોતી,
જ્યાં ચંદ્ર ત્યાં જોઇ રે'તી, આખી રાત ખોતી.

૯ ચકોર.

એક ભગત ભોળો, તે રંગનો છે ધોળો
નદી કીનારે ભજન કરતો, કાઢે મચ્છનો ગોળો

૧૦ બગલો.

એક પક્ષી એવું, તે દરિયે ડુબકી મારે,
વળી ઉંચું ઊડે, તે રહે દરિયા કિનારે.

જળકુકડી.

૧૧

છ પગ વાળી, તેને મીઠું મીઠું ભાવે,
બે પાંખવાળી, તે સૌ જગે આવે.

૧૨ માખી.

સાપ પકડીને ઉંચે જાતી, આકાશમાહે ઉડે,
બે પાંખાળી ચાંચ વતી, માંસ ટુકડા કરડે.

૧૩ સમળી.

મુડદાંઓને કરડી ખાતું, સ્વચ્છ હવા કરતું,
કાતર માફક ચાંચ ચાલે, ડુંગર માહે રે'તું.

૧૪ ગીધ.

કાળી ધોળી કાબર ચીતરી, જળ કિનારે રે'તી,
ઇંડાં સાગર નદી કીનારે, મુકી સંભાળ લેતી.

૧૫ કાબર-ટીટોડી.

સવારી થાય પણ ઘોડો નહિ,
ઉંચે ઊડે પણ વિમાન નહિ.
બહુ ઝડપ પણ મોટર નહિ,
એ પક્ષીનો શહેનશાહ સહિ.

૧૬ શાહામૃગ.

હું હું કરતું હલક વાળું, છાપરા ઉપર બેસે,
ગરીબડું એ પક્ષી માંહે, પાળે લોક પ્રીતે.

પારેવું-કબુતર.

૧૭

દીન આંધળું પક્ષી, એને લોકો કાઢી મૂકે,
માણુસ જેવું મોઢું, એ પક્ષીને શું તે કે'.

૧૮ ઘુવડ.

ઘુવડનું ભાઇ તે, દિવસમાં ન દેખે,
વડ ઉપર તે લટકી રે'તું, એ કહેવત શું છે કે'

૧૯ વહરવાળરૂં.

ભૂં ભૂં કરતો ભોળાભાઇ, લાકડુ જોઇને બેસે,
કોરી કોરી કાણાં પાડે, કોઇ ન રાખે પાસે.

૨૦ ભમરો.

હજાર ઘરની હજાર રાણી, તેમા ફુલ રસ રાખેઆણી,
મીઠાં મીઠાં શરબતની, એ લોક ને આપે લાણી.

મધમાખી.





# નવાં બાળઉખાણાં



## વર્ગ, ૩. જંતુ.

૧

પાણી સાથે પ્રીતિ, ને પાણીમાં રે'તું,
પાણીમાંથી કાઢે તો, તરત મરી જાતું.

૨ માછલું.

કઠણ કુઠણ પથરા જેવો, ગોળ પીઠ વાળો,
આખું ડીલ અંદર રાખી, પાણીમાં ફરનારો.

૩ કાચબો.

મચ્છની રાણી ને, રે'તી ઊંડે પાણી,
પાણી પીવા આવે, તેને તરત લેતી તાણી.

૪ મગર.

ફ્રાઉ ફ્રાઉં કરતો ઠીંગુજી, કીચડ માહે રે'તો,
તળાવોમાં કુદકા મારી, આમ તેમ ફરતો.

૫ દેડકો.

બીની ગંદી જગે થાતું, તાવનું તો મૂળ,
લોકો તેને કાઢી મુકે, કરડે ભરાવી શૂળ.

મચ્છર.

૬

આઠ પગનો અઠંગરાજા, દોરા માંહે રમતો,
ઝાળ જેવું ઘર બનાવે, ઉદ્યોગી તે રે'તો.

૭ કરોળીઓ.

ઝીણુી ઝીણુી ઝીણુીબાઇ, દરમાં સાથે રે'તી,
ઝીણા દાણા લઇ જઈ, બચ્ચાં સાથે ખાતી.

૮ કીડી.

ધીમી ધીમી ધનબાઇ, ભીંત ઉપર ચઢતી,
પેટે ચાલી ધીરજ રાખી, બે ચાર વખત પડતી.

૯ ગોકુળગાય.

હજાર પગનો હજુરી, બાંકોરામાં રે'તો,
રાખે નહિ ધ્યાન તો, કાનમાં પેસી જાતો.

૧૦ કાનખજુરો.

લાંબા લાંબા દોરડા જેવા, જંગલ રખેવાળ,
વાંકા ચુકા પેટે ચાલે, ઝેરી જનના કાળ.

૧૧ સાપ.

મુછાળો ને ચાર પગો છે, વાંકી પુછડી વાળો,
ઝેરીલો એ એવો છે, કે પુંછથી કરડનારો.

૧૨ વીંછી.

જયાં નાંખે ત્યાં ચોટી જાતી, ચોરની છે માસી,
ઉપયોગી ઉંચે ચડવામાં, એતો જંગલ વાસી.

ચંદન ઘો.

૧૩

બે મોં બે પુછડી, બેઉ ગમથી ચાલે,
સાપની તે સાસુ થાય, આંધળી કહેવાયે.

૧૪ આંધળી ચાકુડાળ.

પાંચ રંગની પાંખો મારી, દીવા ઉપર દોડું,
ઉડી ઉડી થાકી જઇ, મરવા તેમાં પડું.

૧૫ પતંગીકું.

રાતા રાતા લાલદાસ, પેટી પટારે થાતા,
એક માંથી હજાર થાયે, અનાજ સઘળું ખાતાં.

૧૬ વાંદા.

ખાટલામાં ખટકુનાર, ઉનાળે બહુ થાતા,
માણુસોનું લોહી પીતા, જાડા ને વળી રાતા.

૧૭ માંકડ.

રેશમનો રાજા હું, રેશમ બનાવું,
તમ માટે વેશ બદલીને, જીંદગી ગુમાવું.

૧૮ રેશમનો કીડો.

વાળોની ઉંદરડી, વાળોમાં રે'તી,
નઠારી છોકરીને, માથે હું સુતી.

૧૯ જૂ.

અનાજના કોઠારે, કદી જો હું જાઉં,
કાણા પાડી દાણાને, કરડી કરડી ખાઉં.

૨૦ ધનેડાં.

કીડી જેવી ઉંદરડી, ને બગાડ કરતી જાય,
કાગળ લાકડાં કોરી કોરી, આર પાર જાય.

ઉધઇ.

# નવાં બાળઉખાણાં



## વર્ગ ૪. આકાશ, ખગોળ

૧

જેના આધારે જગ સઘળું, ચંદ્ર સુરજ તારા ગણુ
જન પશુ પંખી પ્રાંણી જતુ, જડ પવન પાણી પણુ

૨ ઇશ્વર. (ખુદા)

ગોળ ગોળ ગોફીબાઇ, ગોળ ગોળ ફરતી જાય
જન, પશુ, પંખી, સાગર ઝાડો, પેટમાં રાખી જાય

૩ પ્રથ્વીનો ગોળો.

ગરમ ગુરૂજી વા ણે આવે, સાંજે પેસી જાય,
એક દીવસ જો ન આવે, તો દુનિયા ડુબી જાય;

૪ સુરજ.

ઠંડા ઠંડા ઠાકરજી કામ અધુરાં કરતાજી
પખવાડીઆ ચડીપડીને એક દીન આખા રે'તાજી;

૫ ચંદ્રમાં.

મારા ઘણા ભાઇ, તે કો'થી ન ગણાય,
દિવસ માંહે ઉંઘી ઉંઘી, ઘોર અંધારે રમવા જાય;

૬ (તારા) ચાંદરડાં.

૭

સડસડ કરતો સમસુદીન, ચચ્ચાર મહિના રે'તો,
લીલું લીલું સઘળે કરીને, નદી નાળાં ભરતો.

૮ વરસાદ.

ઝડપ વાળી જમનીબાઇ, ને ઝબક ચાલી જાય,
જેના ઉપર પડતી તેને, ભસમ કરતી જાય.

૯ વિજળી.

એક કૌતક એવું જોયું, અરધું છરંગી બલેચું,
આકાશ માંહે રમતું જોયું, એતો વરસાદનું છે હૈયું

૧૦ ધનુષ્યબાણ.

ધુમાડાની ગાડી ને પવન ખેંચી જાય,
અધર પૈડા વિનાનાં ને, ઉંચે દોડી જાય.

૧૧ વાદળાં.

નળીયાં વિનાનું છાપરૂં, તે દુનિયાં બધી ઢાંકે,
ચંદ્ર સુરજ તારાનું ઘર, તે લોકો સઘળાં આંકે.

૧૨ આકાશ.

ફુફુ કરતો ફરતરામ, તેનાથી સૌ જીવે,
એ દુનિયામાં ન હોય તો, ગભરાઇ ગભરાઇ રૂવે.

૧૩ પવન.

પ્રાણીનું જીવન છે ને, ઝાડોનું પણ જીવન,
પળ ન ચાલે સઘળે આલે, તેતો મારો જગજીવન.

પાણી.

૧૪

ઠંડી હવાના ઠંડા મોતી, પાંદડે પાંદડે બેસે,
ખેતર ને ઝાડોમાં, જાણે વરસાદજી તો પેસે.

૧૫ ઝાકળ.

પાણીમાંથી ઉત્પન્ન થઇને, વાદળમાં હું જાતી,
ગરમ પ્રવાહીમાં હું નીકળું, વરસાદની મા થાતી.

૧૬ વરાળ.

તપતો તપતો તાપીદાસ, અનાજ ફળ પકવતો,
વરસાદ માટે પાણી પીતો, નદી નાળાં સુકવતો.

૧૭ તડકો.

ગરમ કપડાં પે'રી રાખો, એવું મૂખથી કે'તી,
બેસે તાપવા સગડી ઉપર, લોક મારા ડરથી.

૧૮ ટાઢ.

સુરજ, ચંદ્ર, તારા, દીવો, દુશ્મન છે સૌ મારાં,
ચાહે ઉંદર, ચોર, ઘુવડ ને, સુવાના મુજ ધારા.

૧૯ અંધારૂં.

સુરજ, ચંદ્ર, તારા, અગ્નિમાંથી ઉત્પન થાઉં,
વિજળી માંહે બહુ રહેલું, વળી દીવામાં હું

૨૦ અજવાળું.

હાલું નહિ ચાલું નહિ, દરેક ઠેકાણે હું છું,
હાલું ચાલું ત્યારે મારૂં, નામ બીજું દઉં છું

હવા, હાલતો-પવન.

૨૧

વાદળમાંથી ઉતરી ને, પૃથ્વી ઉપર જાઉં,
લાગું હું ધુમા જેવું, ને સાંજ સવારે થાઉં.

૨૨ ધુમસ.

જ્યાં જ્યાં પડું તે ઠેકાણે, સફેદ કરતું જાઉં,
નિરંતર પા'ડો ઉપર રહું ગરમીએ પીગળી જાઉં.

૨૩ બરફ.

છાપરે છાપરે મરી વેરાય, તે પથ્થર જેવા થાય,
હાથમાં લેતાં ઠંડું લાગે, તરત પીગળી જાય.

૨૪ કરા.

ચુલા માંહે, ભઠ્ઠી માંહે, એંજીન માંહે હું છું,
પાણીથી હું મરી જાઉં, ઉપયોગી સૌની છું.

૨૫ આગ.

બાર કલાકની રાણી, ને બાર કલાકનો રાજા,
રાણી તો છે કાળી ગોરી, પણ ગોરો છે તે રાજા.

૨૬ રાત, દિવસ.

સુરજનાં છોકરાંને, તીર જેવાં લાગે,
બાળક મને જોતાં જોતાં, આંખો મીંચી ભાગે.

સુરજનાં કીરણો.



# નવાં બાળઉખાણાં



## વર્ગ ૫. પૃથ્વી, ભૂગોળ.

૧

ખારો ખારો ખારવો, ને પોણી દુનિયે સુતો,
જીવ અસંખ્ય પેટમાં રાખી, ઉંચો નીચો થાતો.

૨ દરિયો.

ડુંગરાની દીકરી, ને મેહુલાની બેન,
ખીણોમાંથી ઉતરીને, દરિયે વરૂં એમ.

૩ નદી.

પૃથ્વીના પેટમાં, ઉપસેલો છે તંબુ,
આકાશ સાથે વાતુ કરતો, ઉપર લાગે ઠંડું.

૪ પહાડ—ડુંગર.

ખળ ખળ કરતો કાનખુજુરો, પર્વતમાંથી ચાલે,
ઉંચો નીચો આડો અવળો, ચોકખુ પાણી આલે.

૫ ઝરો.

નાહવા ધોવાનું છે સ્થાનક, ફરતી બાંધી પાળ,
કુંડ કુવા નહિ વાવડી તે, સાગરનું છે બાળ.

તળાવ.

૬

ગામ ગામ ઠામ ઠામ, પાતાળ જળ પાણી,
સૌ લોકનું જીવન મુજમાં, કાઢે પાણી તાણી.

૭ કુવો.

ચોખંડો બાંધેલો ને, બારણું પગથીઆંવાળું,
તીરથનો રાજા કહેવાયે, ના'ય સૌ જાત્રાળુ.

૮ કુંડ.

સર્વ કુવાની માતા હું છું, પેટમાં મારા પાણી,
ખેતરોને પાવા માટે, રેંટ કોસ લે તાણી.

૯ વાવ—વાવડી.

પૃથ્વીના પુત્રો ને, પાંચ ભાઇ અમે,
પૂર્વપશ્ચિમ ઉત્તર દક્ષિણ, દરિયા માંહે રમે.

૧૦ પાંચ ખંડ.

પાણીના પુત્રો ને, પાંચ ભાઇ અમે,
વા'ણો આગબોટો લઇને, દુનિયામાં તે રમે.

૧૧ મહાસાગર.

ચાર બાજુ પાણી ને, વચમાં બેઠું હાઉ,
ફળફૂલ ને રસાળું ત્યાં, હોડીએ જાય સઉ.

૧૨ બેટ.

ચારે તરફ જમીન, ને વચમાં પાણી,
પાણી તો છે મીઠું મીઠું, તળાવોની રાણી.

સરોવર.

૧૩

ત્રણુ બાજુ પાણી ને, એકજ જમીનનો રસ્તો,
આ ઉખીયાણું ન કહો તો, મારૂં તમને ઘસ્તો.

૧૪ દ્વીપકલ્પ.

અખાતનો ભાઇ ને, મોઢું મારૂં પોળું,
ત્રણુ બાજુ જમીનને, અંદર હું બોળું.

૧૫ ઉપસાગર.

જમીનની લાકડી, ને દરિયામાં ચાલી;
થઇ ગઇ પાતળી ને, દરિયામાં માલી.

૧૬ ભૂશીર.

દરિયે માર્યો ધક્કો, ને જમીનમાં જાય,
ઉપસાગરનો બેટો, એ કે'તી શું કે'વાય.

૧૭ અખાત.

સાંકડા ભાગમાં હું તો રેતી, પાણી મુજમાં થોડું
મોટા મોટા બે ભાગો, દરિયાના હું જોડું.

૧૮ સામુદ્રધુની.

સાંકડા ઘરની સાંકડી શેરી, જગા મુજમા થોડી,
જમીનના બે મોટા ભાગો, રાખું હું તો જોડી.

૧૯ સંયોગીભુમી.

એક ડુંગર એવો, જે અગન ઓકતો જાય,
પેટ ફાટે તો ગામોનો, નાશ કરતો જાય.

૨૦ જવાળામુખી પર્વત.

દરિયાના રાજા રાણી, દરિયા માંહે રમતાં,
બે વખત ચડી પડીને, દરિયે સમાઇ જાતાં.

ભરતી, ઓટ.

# નવાં આળઉખાણું



## વર્ગ ૬. ઝાડ, વનસ્પતિ.

૧

પાણી પીતું પાતાળે, હવા ખાતું આકાશે
રે'તું જમીન મથાળે, તે અનાજ કંઇ ન ખાશે.

૨ ઝાડ.

ઝાડોનો છોકરો ને, કમર સુધી મોટો,
ફળ પુલ ડાળી પાન વાળો, થાય બહુ છોટો.

૩ છોડ.

લુલો લુલો લુહાણો, ને ટેકા દઇને ચાલે,
ઝાડોની છે જાત એ, ફળ પુલ પાન આલે.

૪ વેલો.

એક જનાવરના એવા પગ, તે જમીન નીચે ચાલે,
પગ માંહે મોહું કીધું, તે ખેરાક સૌ ચાવે.

૫ મૂળીયાં.

જાડું જાડું જરખ, તે છત્રી ઓઢી ઉભું;
પગ તેના પાતાળે, ને છાલનું ઢાંકણું કીધું.

થડ.

૬

લીલા લીલા પોપટજી, તે બેસે ઝાડની ડાળ;
જો ઝાડે તે ન હોય તો, આવે નહિ કંઇ ફાલ.

પાંદડાં

૭

લાલ પીળાં ધોળાં વાદળી, અનેક રંગનાં હોય;
દરેક ઝાડે, દરેક ડાળે, દેતાં સુગંધ કોય.

ફુલ

૮

વન વગડામાં પેદા થાતું, ઝાડ ડાળીપર ઝુલા ખાતું;
સુરજ કરતો પીળું રાતું, એ તો બાળક હેતે ખાતું.

ફળ

૯

ખરબચડા ખાનની, ખરબચડી ખાલ;
ઝાડોની ઢાંકણુ તે, બહુ કરે સંભાળ.

છાલ

૧૦

એક લોહી એવું, તે ધોળું ધોળું થાય;
એ ઉપયોગી લોહીમાથી, રબર ગુંદર થાય.

ઝાડનો રસ

૧૧

બીડેલા પોટામાંથી, પતંગીઆં નીકળે;
દરેક ડાળે બે પાનની, વચમાંથી નીકળે.

ટીશી ને કુંપળ

૧૨

એક મોર એવો, જે ઝાડ ઉપર બેસે;
પીંછે પીંછે ફૂળો બાંધે, એ કે'તી કોણ કે'શે ?

આંબાનો મોર ઝાડનાં ફુલ

૧૩

ડાઢીવાળા ડોસાભાઈ[૧] હજાર હાથવાળા;
આંગળાં લીલાં, હાથ ઉપર, લાલ માણેકવાળા.

૧૪ વડ-ટેટા-વડવાઈ.

એક પવિત્ર ઝાડ, તેને હિંદુઓ પૂજે;
અણી ડીટું લાંબુ, તેના પાનનાં સુઝે.

૧૫ પીંપળો.

એક ઝાડ એવું, તે આપે ફળ ખાટાં મીઠાં;
પાનનાં તોરણ કરેલાં, સહુને બારણે દીઠાં.

૧૬ આંબો.

આંબાનો ભાઈ ને. જાંબુ જેવાં ફળ;
પાનનાં તો તોરણ થાયે, એ ઉખીયાણું કળ.

૧૭ આસુપાલવ.

ખાટી ખાટી ખારવી, ને ઝીણા ઝીણા વાળ;
મુસાફર છાંયે બેસે, ને શીંગો ખાય બાળ.

૧૮ આંબલી.

કાંટા વગરની બોરડી, ને ખાટાં ખાટાં બોર;
ફળનું છે અથાણામાં, ને દવામાં બહુ જોર.

૧૯ આંમળા.

આંબાનો ભાઈ, ને આંબા જેવાં પાન;
કાળાં કાળાં ફળ ખાઈ, બાળક ગાયે ગાન.

જાંબુડો.

૨૦

એક પોલા ઝાડનાં, પંજા જેવાં પાન;
ડાંડી તો ગજ લાંબી, તેના ફળનું બહુ માન.

૨૧ પોપૈયો-પપાઉ.

બે બેનો સરખી, તે દેતી મીઠાં ફળ;
પાનમાંહે ફરક થોડો, સરખા બેઉનાં થડ.

૨૨ સીતાફળી-રામફળી.

જુલાબનો રાજા, ને દીવેલનો દાદો;
પોપૈયાનો બેટો, છે પાંદડાં માંહે તો.

૨૩ એરંડો.

પાન સુકાતાં રાતાં થાયે, ફળ મીઠાં આવે;
છાલ ખાઇ ઠળીયા ભાંગી, મીંજ તો યાદી લાવે.

૨૪ બદામડી.

એક ઝાડ એવું, તેનાં ફળ મીઠાં નેવુ;
'જ' ઉપર તે ઝાડનું નામ છે, એ ઉખીયાણું કેવું.

૨૫ જમરૂખી.

કડવો મીઠો સ્વાદમાંહે, આંબલી જેવાં પાન;
ઉપર તરવારો બાંધેલી, તેનું શાકમાં માન.

૨૬ સેકટો-સરઘવો.

એક એવા કડવા ભાઇ, ફુલ છાલ પાન કડવાં;
રાયણુ જેવાં ફળ વળી, તે પણ કડવાં કડવાં.

લીંબડો

૨૭

ઝાડ સો ઉપયોગનું, તે આકાશ ચુંગે;
માણુસ તેની ટોંચે ચઢી, પાણી લેવા પુગે.

૨૮ નારીયેળી.

ખરબચડું ઝાડ, તેના પાન સોયા જેવાં,
નારિએળીની બે'ન, તે આપે મીઠા મેવા.

૨૯ ખજુરી.

પંખાનું ઝાડ, ને ઉપર પંખા હાલે;
નારિયેળીનો ભાઇ, વળી તે પણ તાડી આલે.

૩૦ તાડ.

ખાટાં મીઠાં ફળ આપે, બે બે'નો સરખી;
ધોળાં રાતાં ફુલ, એ કે'તી કાઢો પરખી.

૩૧ લીંબુડી ને દાડમડી.

બોડના જેવાં નાનાં પાન, વડ જેવડી મોટી;
લીંબોળી જેવાં ફળ, એ કહેવત કાઢો ગોતી.

૩૨ રાયણી.

ઉમરા જેવા ઝાડ, તેનાં મીઠાં મીઠાં ફળ;
પુંનામાં વખણાયે, એ ઉખીયાણું કળ.

૩૩ અંજીરનું ઝાડ

૩૩

દશેરાને દિવસ, સહુ હિંદુ લોક પૂજે;
બાવળની બે'ન, તેનાં ઝીણાં પાન સુઝે.

૩૪ સમડી.

એક ઝાડ એવું, તેમાં લાંબી ટુંકી સોયો;
દાતણનો રાજા, મેં એવો કોઇ ન જોયો.

૩૫ બાવળ.

ડાળી વગરનું ઝાડ, તેનાં ફળ મીઠાં થાય;
મોટાં મોટાં પાન, તેમાં ખાવાનું ખવાય.

૩૬ કેળ.

કાંટાવાળા ઝાડ, તેનાં લીલાં પીળાં ફળ;
ઘા મારીને ખાય બાળ, તે ઉખીયાણું કળ.

૩૭ બોરડી.

પીંપળાની બે'ન, ને પાન અણી વગર;
ફળ પેપડી કહેવાએ, તે થાય નગર નગર.

૩૮ પીંપર.

એક મોટું ઝાડ, તેના થડમાં ફળ બાઝે;
ખરબચડું ને ગાગર જેવડું, તે હેતે કરી ખાજે.

૩૯ ફણસનું ઝાડ.

ત્રણ પાંખડીનાં પાંદડાં, તે શંકર ઉપર ચઢે;
ફળ ખાતાં ઝાડો બંધ, જંગલમાં તો જડે.

બીલીનું ઝાડ.

૪૦

મોટું મોટું ઝાડ, તેમાં ગોળ ટાંગ્યા દડા;
ખાટા ખાટા થાય, તે ચટણીમાં પડ્યા.

૪૧ કોઠનું ઝાડ.

છત્રી જેવું ઝાડ, અને વાદળ સુધી જાય;
માથાં જેવડાં ફળોમાંથી, પાણી સહુને પાય.

નારીયેળી.



# નવાં બાળઉખાણાં



## વર્ગ ૭. વનસ્પતિ, ફુલ.

૧

કાંટાવાળો છોડ, તેમાં સુગંધી છે ફુલ;
રાતાં પીળાં ધોળાં થાતાં, એના પર સહુ ડુલ.

૨ ગુલાબ.

એક સુગંધી છોડ, તેનાં ધોળાં ધોળાં ફુલ;
ગુલાબનો ભાઇ, તેને કદી ના તું ભુલ.

૩ મોગરો.

એક નાનો છોડ, તેનાં પીળાં પીળાં ફુલ;
ગોટાના આકારે, તેનું તોરણમાં મૂલ,

૪ ગલગોટા.

વાસ વગરનાં ફુલ, તેની પાંખડી હજાર;
ઘણા રંગના થાય વળી, તુરાનો શણગાર.

૫ હજારીગોટા.

મોગરાની બે'ન, તે પાંચ પાંખડીવાળી.
હાર તોરણમાં રૂપાળી, વળી સુગંધવાળી.

૬ ચંબેલી

પીળા પીળા પદમ, તે તો ઝાડનાં છે ફુલ;
ત્રણ ગુણમાં પુરાં, તેમાં ભમર ન ગુલ.

ચંપો.

૭

જળનાં પુલ તે, તળાવોમાં થાતાં;
શંકર ઉપર ચઢે વળી, થાય ધોળાં રાતાં.

૮ કમળ.

કોમળ જાત પુલડાં, તે રાતે ઉગે ઝાડે;
દિવસમાંહે ખરી જાતાં, માળી તે ઉપાડે.

૯ પારિજાતક.

ઘંટા જેવું પુલ, તે ગણપતીને વહાલું;
ઝુમરના આકારનું, લાલ રંગવાળું.

૧૦ જાસવંતીનું પુલ

કાબરચિતરા ઘુઘરા, તે મહાબળીને બાંધે;
વડ જેવાં પાંદડાં, જ્યાં દુઃખે ત્યાં બાંધે.

૧૧ આકડાનાં ફુલ ને પાન.

ઝેરીલાં ઝાડનું, પુલ ભુંગળાં જેવું;
શંકરને માથે ચઢી બેસે, જોયા જેવું.

૧૨ ધતુરાનું ફુલ.

કટકણું ઝાડ, તેનાં પાન ખડ જેવાં;
ધોળાં પીળાં લાલ, તેની વાસ કંઇ મળે ના.

૧૩ કરેણનાં ફુલ.

હારમાં તો હીરા જેવાં, લોલક સમાં દીસે;
વેણીમાં વણાય ત્યારે, અંબોડે જઇ બેસે.

ગુલછડી.

# નવાં બાળઉખાણાં



## વર્ગ, ૮. વનસ્પતિ, શાક.

૧

એક છોડ એવો તેનાં, ભાલાં જેવાં ફળ;
શાકનો એ રાજા છે, કે'તી તું કળ.

૨ ભીંડા.

રાયતાંની રાણી, ને કચુંબરની મા;
શાકની સાસુ, એમાં ના કહેવાય ના

૩ કાકડી.

સુરતનું ઉંધીઉં,' ને મુંબઇની વાત;
કતારગામની એકજ, વખણાય ભલી ભાત.

૪ પાપડી.

લાંબી લાંબી લાકડી, તે ઝાડ ઉપર લટકે;
તોડી લોક શાક કરે, ચાટી ચાટી પટકે.

શેકટા-સરધવાની શીંગ.

૫

લીલી લીલી લાકડી, ને ગાંઠે ગાંઠે ચોર;
ચોરનું તો શાક થાયે, છોડાં ખાય ઢોર.

ચોળાફળી, વટાણા, તુવરની શીંગ,

૬

સાપ જેવું લાંબુ, ને સાપના જેવું;
વેલા ઉપર લટકે, કર શાક જોઇએ તેવું.

૭ પંડોળું.

ધોળો ધોળો ગોળ ગરીયો, તે મુછ પુછવાળો;
ગરમીનો છે દરિયો, ને શરદી હઠાવનારો.

૮ કાંદા.

કાળી ધોળી સરપોશી, લોકો તેને ખાય;
મુળાની બે'ન તીખી, વળી શાક તેનું થાય.

૯ મોગરી.

અણીવાળાં આંગળાં, તોડી લોક ખાય;
તરવારના ઘાટનાં, શાક તેનું થાય.

૧૦ ગુવાર.

ગોળ ગોળ ખાડાવાળાં, ધરતીમાંહે થાય;
તળી કરે કાચરી, ને શાક કરી ખાય.

૧૧ બટાટા.

રાતા રાતા રતનજી, ને ઉપર લીલાં પાન;
મુળાનો તે ભાઇ લાગે, અથાણામાં માન.

૧૨ ગાજર.

તીખું તીખું તરકડું, ને ઉપર કલગી ટોપી;
લીલું, સુકું રાતું થાતું, મસાલાનું મોતી.

મરચું.

૧૩

લીલો લીલો ગોળો, ને અંદર લાલ માવો;
તેનાં કાળાં બીઆં કાઢી, બાળક ખાવા લાવો.

૧૪ તરબુચ-કલીંગર.

પેરૂ જેવું મોટું લાંબું, બને શાક ને હલવો;
તુંબડી તંબુર બને, સીતાર માંહે ચલવો.

૧૫ દુધી.

કડવું કડવું લંબોચું, ને ઉપર ઢોરા ઢચકા;
કેરી-રસ સાથે લોક, શાકનાં ભરે બચકાં.

૧૬ કારેલું.

કડવું કડવું કાંટાવાળું, અંદર બીઆંવાળું;
અંજીરના આકારનું, છે શાકમાં રસાળું.

૧૭ કંટોલું.

લીલાં લીલાં લાબા લાંબા, છ કોરોવાળાં;
વેલા ઉપર થાતાં, તે તો શાકમાં રસાળાં.

૧૮ તુરીયાં.

લીસાં લીસાં લાંબાં લાંબાં, વળી તુરીઆનાં ભાઇ;
શાક તેનું નિરોગી, કહે વૈદકમાં ગાઇ.

૧૯ ગલકું.

તીખું તીખું ગાંઠોવાળું, સ્વાદમાંહે સારૂં;
લીલાં સુકાં નામ જુદાં, ગરમીનું દેનારૂં.

આદુ, સુંઠ.

૨૦

ધોળા ધોળા ધનજીભાઇ, ઉપર લીલી મૂછ;
એ ઉખીયાણું ન આવડે તો, મને આવી પુછ.

૨૧ મુળો.

કાળાં કાળાં કામણગારાં, ઉપર લીલી ટોપી;
એ ઉખીઆણું પારખે તેને, આપું એક કૉપી.

૨૨ રીંગણાં-વેંગણા.

ઝીણા ઝીણા પાનવાળી, દાળની છે રાણી;
કઢી શાકોમાં નાંખે છે, લોકો તેને આણી.

૨૩ કોથમીર.

એક ઘાસ એવું, તેનું સારૂં શાક થાય;
ચોમાસામાં થાય, તેને લોકો સહુ ખાય.

૨૪ કુલ્લીની ભાજી.

ઝીણા ઝીણા છોડ, તેનાં પાન ઝીણાં થાય;
ભાજીમાં તે રાણી, તેનું શાક કરી ખાય.

૨૫ તાંજળજાની ભાજી.

ભાજીનો રાજા, ને લાંબો લાંબો થાય;
ડાંડલાનું શાક કરી, હેતે લોકો ખાય.

૨૬ ડાંભો.

કડવી કડવી ભાજી, તે કોથમીરની બેન;
શાક કરી ખાય, તેનાં ભજીયાં બને એન.

૨૭ મેથીની ભાજી.

ગોળની મા, ને સાકરની દાદી;
ખાંડની નાની, ને ખાતાં કરે યાદી. શેરડી.

# નવાં બાળઉખાણાં



## વર્ગ ૯ મો. વનસ્પતિ, ફળ વર્ણન.

૧

પીળી પીળી છાલવાળું, ઠળીયા માવાવાળું
લાલ કે સફેદ અંદરથી, બાળકને બહુ વા'લું

૨ જમરૂખ (પેરૂ.)

કચોરી ઘૂઘરા જેવું માન
અંદર બીઆં હજાર જાણ
તેના તો થાય મોટાં ઝાડ
ખાતાં કદિ ન તું ના પાડ.

૩ અંજીર.

પીળા પીળા પદમજીને, પેટમાં રાખે રસ;
થોડાં ટીપાં વધતાં પડે તો; કાઢી નાખે કસ.

૪ લીંબુ.

રાતાં રાતાં રતન તે, પેટમાં રાખે પાણી;
ગામેગામ થાય તેને, ખાય રંક રાણી.

૫ બોર.

ગોળ ઓરડો અંધારો ઘોર, તેમાં પુર્યા રાતા ચોર;
એ ચોરોને માણુસ ખાય, એ કલજુગનું કૌતક થાય.

દાડમ.

૬

સીતા રામને વહાલા ફળ,
મીઠાં માવા વાળા પણ;
તેજ નામના ફળ સૌ કીધાં,
ગોળ ખરબચડાં લીસાં કીધાં.

૭ સીતાફળ-રામફળ.

નાની એવી પેટી, ને અંદર બેઠી બેટી;
મગજ ઠંડો કરતી, જો ખાય ભાંગી પેટી.

૮ બદામ.

એક બંદુકની ગોળી ને, પોચી પોચી પટ;
વેલા ઉપર થાય, તેને લોકો ખાય ઝટ.

૯ દરાખ.

કાળું કાળું ઈંડું ને, પેટમાં છે પથ્થર;
ચોમાસામાં થાતું, તે ઉંચા ઝાડ ઉપર.

૧૦ જાંબુ.

કાચી ખાટી પાકી મીઠી, ઉનાળામાં થાતી;
રાય રંક ખાય વળી, અથાણામાં જાતી.

૧૧ કેરી.

બારેમાસ મળતાં, એવા ફળ ત્રણ જાતી;
ફળ કાપ્યાથકી ઝાડ નકામું, છાલ પીળી લીલી રાતી.

કેળાં.

૧૨

ગોળ ગોળ ગોકીબાઇ, પેટમાં ઇંડા મીઠાં;
ઇંડાં ફોડી હરખાતાં, લોકો તેને ખાતાં.

૧૩ સંતરૂ-નારંગી-લીંબુ.

લાંબુ ખરબચડું ફળ છે ને, ઉપર ચોટલી લીલી;
મરી મીઠું નાખી ખાય, તેની છાલ લાલ પીળી.

૧૪ અનનસ.

મીઠું મીઠું સાકર જેવું, ફળ ડળીયાવાળું;
કથઇ રંગની છાલ ને, છે ગીઠા માવાવાળું.

૧૫ ચીકુ-ટીંબરૂ.

અમદાવાદી મેવો, તે જોઇ જોઇને લેવો;
છે લીંબોળી જેવો, તે ફળ શું છે ટેવો.

૧૬ રાયણ.

કાંટાવાળા ઝાડ ઉપર, ફળ લીલાં પીળાં થાતાં;
સુરત-અમદાવાદ-કાશી, શે'રનાં વખણાતાં.

૧૭ મોટાં બોર.

ચણીયાં મણીયાં બોર જેવાં, જાંબુ રંગના થાય;
બાળકો ઉમંગે તેને, મીઠું નાખી ખાય.

૧૮ કરમદાં.

લીલું પીળું ફળ ને, અંદર લાલ માવો;
કાળાં બીઆં તેનાં છે, તે ફળ ખાવાને આવો.

પોપૈયું-પપાઉ.

૧૯

ઢંમ ઢોલ માહે પોલ, અંદર બેઠું પાણી;
સો ઉપયોગના ઝાડ ઉપર, બેઠું તંબુ તાણી.

૨૦ નારીયેળ.

પાનનું સગું તે, ખાધા પછી ખાય;
લાંબા લાંબા ઝાડ ઉપર, તે તો ઝુલા ખાય.

૨૧ સોપારી.

પીળા પીળા ફળ તે, પાકતાં ખજુર થાય;
સુકાતાં તો ખારેક થાયે, એ ફળ શું કે'વાય.

ખજુરાં.



# નવાં બાળઉખાણાં



## વર્ગ ૧૦. સામાન્ય પદાર્થ.

૧

એક ફોટોગ્રાફર એવો, ફોટો પાડે જાય તેવો;
જો હાથમાંથી મેલો, તો રહે નહિ રે'લો.

૨ આરસી.

છુ છુ કરતી છછુંદરી, તે છુક છુક કરતી જાય;
પાણી કોયલા માંહે રમતી, સડ સડ ઉડી જાય.

૩ આગગાડી.

ઘોડા વગરની ગાડી, તે પાટા ઉપર જાતી;
લાંબી લાંબી ડોકેથી, વિજળી વાળે ખાતી.

૪ ઇલેક્ટ્રીક ટ્રામ.

એક યંત્ર એવું છે, તેને બે બળદ જોડેલા છે;
તે ગોળ ગોળ ફરે છે, પાણી કુવે કાઢે છે.

૫ રેંટ.

ચામડાની કોથળી, કુવામાં જાય;
એક સાથે પંદર હાંડા, પાણી ખેંચી જાય.

કોસ.

૬

ફડ ફડ કરતી પુક્ડીબાઇ, ફોદ્દા ભાંગી નાંખે;
જેના મોમાં નાંખો, તેનો કસ કાઢી નાંખે.

૭ રવૈ-રવાઈ.

ચરરરરર કરતી ચરખીબાઇ, ગોળ પૈડું હાલે;
છરી ચાકુ અડયા ભેગી, તરત ધાર આલે.

૮ સરાણ.

ઘાસલેટ પીતો ચુલો, ને રસોઇ સઘળી થાય;
છાણા લાકડાં વગર તેમાં, ગરમ સઘળું થાય.

૯ સ્ટવ.

બળતા કોઠારે, નીકળે ધુમાડાના ઢગ;
છાણાં લાકડાં કોલસા ખાઇ, જીવાડે જગ.

૧૦ ચુલો.

ઝાડનું છોકરૂં, ને ઘેર ઘેર ભમતું;
હજાર ચીજો થાય, સુતાર ઘરે રમતું.

૧૧ લાકડું.

રૂપેરી રાજા, તે રૂપેરી થાય;
જેની પાસે ઘણા, તે તાલેવંત કે'વાયા

૧૨ રૂપીઆ.

સોંનાની રાણી, ને સોનામાં સમાણી;
સૌ ચલણ માંહી, તેની કિંમત બહુ અંકાણી.

ગીની.

૧૩

ત્રાંબાનો ત્રાંબીયો, ને કિંમતમાં થોડો;
ગરીબનો મદદગાર, એ વરતને છોડો.

૧૪ પૈસો.

ખારૂં ખારૂં ખારવું, તે ખાણુમાંહે બેસે;
સિંધુનું તે છોકરૂં, પવિત્ર હિંદુ પેખે.

૧૫ સીંધવ.

કાળા ધોળા પથ્થર સાથે, દરેક ઘરમાં જાઉં;
પૃથ્વી માતાની હું બેટી, પથ્થરની બે'ન થાઉં.

૧૬ ઈંટ.

આપું ગરમી પણ અંગાર નહિ,
કપડાં બને પણ કપાસ નહિ;
વાળમાં બંધાઉં પણ વાળ જ હું,
કહે બે'ની ખરૂં એવી કોણ હું.

૧૭ ઉન.

ખાસો ખાસો ખુશાલદાસ, ખુશબો સેંટની લેતો;
દરેક જણના ખીસામાંહે, જ્યાં જુઓ ત્યાં ફરતો.

૧૮ રૂમાલ.

પુરાણા કપડાની પુરાણી પુતરી,
ગંદી મેલી હું કુવાબાં ઉતરી;
નાહી ધોઇ મને છાપામાં ચીતરી,
મુજ વિણ બાળક શીખે ના જરી.

ચોપડી.

૧૯

હથોડાના ખાતી માર, રહે ઘર સોની લુહાર;
મુજ વિણ ન ઘડાય ઘાટ, શણગારનો મુજમાં ઠાઠ.

૨૦ એરણ.

ચાર બે'નમાં એકજ ભાઇ,
એ વિણ હાથ ન શોભે કાંઇ;
લખે, ગુંથે ને ઝાલે કેમ,
કદી હોય નહિ જો હેમ ખેમ.

૨૧ અંગુઠો.

છત્રીસ છું પણ રાગ નહિ,
ત્રણ ત્રણ તાલ ત્રિતાલ નહિ;
છું લોખંડનો પણ તાર નહિ,
હથીઆરમાં તલવાર નહિ.

૨૨ વાર-ગજ..

ઢમ ઢોલ માંહે પોલ, ઉપર છતર છાયા;
એ વરત જે પારખે તે, મારી માના જાયા.

૨૩ ઘર.

વખત જણાવું, પણ ઘડીઆળ નહિ,
ઘનનનન ગાજું, પણ વરસાદ નહિ.
દેવળમાં રહું છું પણ દેવ નહિ,
નિશાળે રહું પણ નિશાળીઓ નહિ.

ઘંટ.

૨૪

કાપુસ ખુાઇને ઠળીયા કાઢે, પીંજારાનો ભાઇ;
જીનમાં રહી ફરતો ફરતો, છે મીલને સગાઇ.

૨૫ ચરખો.

તડકો ટાળું વરસાદ ખાળું, એવી હું બળવાન;
રાય રંક સહુ હેતે રાખે, એવું મારૂં માન.

૨૬ છત્રી.

હાથ વગરનું હડપલું, ને હડપ કરીને પેસું;
બાળકની સાથે રહીને, જયાં બેસે ત્યાં બેસું.

૨૭ ઝભલું.

ગોળ પણ તોપનો ગોળો નહિ,
જંગે ખેલે પણ જોધો નહિ;
બાળક રમે પણ લખોટો નહિ;
એ કહેવત તે શું મેં કહી.

૨૮ દડો.

ધમ ધમ કરતી ઢીંગલી, પવન ઓકતી જાય;
સગી સોની લુહારોની, મોં અગનમાં જાય.

૨૯ ધમણ.

લાલ અટકાવે ભયમાં, લીલો બોલે કીલીઅર લાઇન;
પીળા ધોળા અનેક રંગના, તોરણના તે ભાઇ.

વાવટા.

૩૦

એક હતો નોળીઓ, વાછડા જેવો લાંબો;
મોઢામાંથી પાણી આલે, જોઇએ તેટલું માંગો.

૩૧ નળ

ચામડાનુ ઢીંગલું, ને ઢમ ઢમ ષમ થાય;
લાકડી મારી મારી થાકો, પણ ન ટુટી જાય.

૩૨ ઢોલ, નગારૂં, પડઘમ.

આકાશે ઉડું પણ પંખી નહિ,
પૃથ્વીપર પડું પણ પથ્થર નહિ;
દોરીથી ઝુલાવે પણ હીંચકો નહિ,
તીર કમાનવાળો પણ ધનુષ્ય નહિ.

૩૩ પતંગ.

વાંકુ વાંકુ ઉંટ જેવું, બે બળદીઆ જોડયા;
ખેતર ખેતર ચરતું, દુનિયાનાં દુઃખ તોડયાં.

૩૪ હળ.

પવનના ઘોડા ને ચાલે પવન ખાતાં;
ધોળી ધોળી ધજાવાળા, દરિયે ડોલા ખાતાં.

૩૫ વહાણ.

કાળી કાળી કાબરચીતરી, દુનિયા જોતી જાય.
એ ખિલાડી જો ન હોય તો, જનમ અંધું કેંવાય.

આંખ.

૩૬

એક હતી ઠગ, તેના લાંબા લાંબા પગ;
પાસે જે જાય તેના, કડક કકડા થાય.

૩૭ સુડી.

એક ઉંદરડી એવી, તે કપડાં નવાં કાપે;
બે દાંતવાળી, લોક લોખંડની માપે.

૩૮ કાતર.

સુકા મરચાં લોહી, ને વળી ચણીયા મણીયા બોર;
કંકુ ને પોપટની ચાંચે, રંગ બેઠો તે ચોર.

૩૯ લાલ રંગ.

વનસ્પતિ ઝાડોના પાને, પોપટ માંહે બેસે.
કાચાં ફળની છાલમાંહે, એ ચોર તો પેસે.

૪૦ લીલો રંગ.

સોના હળદર મારા જેવાં, લાંબું છાલે રહું;
પીતળમાં તો મારો વાસ, ન આવડે તો કહું.

૪૧ પીળો રંગ.

ગોરા ગોરા ગોરાણી, ને ગોરી ગોરી કાયા;
અંગ આખું બાળી નાખે, એવી તે શી માયા.

૪૨ મીણબત્તી.

પાન બરાબર બીડી, તેમાં રમતી કાળી કીડી;
ગામે ગામ હરેફરે, માણસ જોડે વાતો કરે.

ચિઠ્ઠી-કાગળ.

૪૩

કટ કટ કરતું કણસલું ને, નાના મોટા પગ;
મોટો ચાલે બાર ગાઉ તો, નાનો ચાલે ડગ.

૪૪ ઘડીયાળ.

ગોળ ગોળ ગોરી ગાય, ગોળ ગોળ ફરતી જાય;
ઘણા દાણા ખાય, તોએ પેટ નહિ ભરાય.

૪૫ ઘંટી.

ડુંગર ઉપર બળે ને, કુવે ગુડ ગુડ થાય;
માણુસ નળી લઇને, ધુમો કાઢે બાર.

૪૬ હુકકો.

કાળી ગાય ને, કોદરા ખાય;
ધમ પાદે ત્યારે, નખોદ જાય;

૪૭ બંદુક-તોપ.

તબેલામાં તબેલો, મહીં કલંગી ઘોડો;
કુચી હોય તો ખોલો, નહિ તો માથું ફોડો.

૪૮ તાળું.

નાની સરખી છોકરી ને, ખીસા માંહે ખેલે;
એ છોકરી જો ખોવાયે, તો બારણાં ન ખુલે

૪૯ કુંચી.

દરિયાનું દીકરું ને, દરિયામાં થાતું;
સુજ વિના ન ચાલે, સુરજથી હું થાતું.

મીઠું.

૫૦

શેરડીનો છોકરો, રસમાંથી થાતો;
ચુલે કડામાં ઉકળીને પછી હું ખવાતો.

૫૧ ગોળ.

પૃથ્વીનો પુત્ર હું, પહાડોમાં રે'તો;
કપાઇને ખાણમાંથી, ઘરમાંહે જાતો

૫૨ પથ્થર.

કોલસાનો કીડો, ને કોલસામાં રે'તો;
અંધારામાં દીવા જેવો, વીંટીમાંહે રે'તો.

૫૩ હીરો.

લાકડાનો બેટો ને, લાકડમાંથી થાતો;
ખાણમાંથી નીકળી, બળતણમાં વખણાતો.

૫૪ કોલસો.

લાલ લાલ રતનબાઇ, ચળકાટમાં શુરી;
સોના ઉપર સ્વારી કરતી, પાકે ભોંયમાં પુરી.

૫૫ માણેક.

મછીના મરઘાં ને, ચીપોમાં રે'તા;
રેશમ દોરે બંધાઇ ને, ગળાનો હાર થાતાં.

૫૬ મોતી.

ચમ ચમ કરતી ચમકબાઇ, ચમ કરતી વાગે;
જેમ વાળો તેમ વળતી, બાળક જોઇને ભાગે.

નેતર.

૫૭

નાનો સરખો ગોખલો, એમાં બત્રીસ બાવા;
એ જો ન હોય તો, કંઇ ન મળે ખાવા.

૫૮ દાંત.

નાની સરખી નાનીબાઇ, મોઢા માહે રે'તી;
એ વિના મુગું કે'વાયે, એવી મારી કે'તી.

૫૯ જીભ.

ચામડાના ઢગ તેમાં, થાલે સો પગ;
લાંબા ટુકા આખા અરધા, જેવો સહુનો વગ.

૬૦ જોડા, બુટ, સ્લીપર.

વાસણ ઉજાળું, ઘર બાંધુ ઇંટ માટલે જાઉં;
કાળી ધોળી પીળી રાતી, ચીકણી પણ થાઉં.

૬૧ માટી.

પાંખ વગરના પારેવાં, પળમાં વિલાયત જાતાં
કટ કટ કરતાં સંભળાવે, ઇંગ્લીશમાં તે વાર્તા.

૬૨ તાર.

ભુભું કરતી ભુભુંબાઇ, ઘણી ઝડપદાર;
પાંચ મીનીટમાં પહોંચાડે, ગાઉ માઇલ બે ચાર

૬૩ મોટર.

મોટી મોટી મગરબાઇ, ધુમ કરતી બાળે;
મોંથી બળતી ગોળો કાઢી, જીવ હજારના લે

તોપ.

૬૪

બે પૈડા પણ ગાડી નહિ,
ઝડપી ઘોડો પણ ઘાસ ખાય નહિ.
લોખંડની પણ મોટર નહિ,
સવારી થાય પણ ઘોડો નહિ.

૬૫ બાઈશીકલ.

સુધરેલી ગાદી ને, ઉપર સહુ બેસે;
નેતરની લાદી તે, લાકડામાં પેસે.

૬૬ ખુરશી.

ગંદાનો દુશ્મન ને, મેલાંને મારૂ;
પટકી પટકી પથ્થર ઉપર, પછી કરે સારૂં.

૬૭ સાબુ.

લાકડાનો લાલીચોને, ઉપર ગાદી તકીયા;
ચાર પગ વાળો, તેની ઉપર છત્તર છાયા.

૬૮ પલંગ.

લાકડાનો લખમશી, તે સીંદરીએ બાંધ્યો,
ચાર પગવાળો તે, ઓસરીયામાં ઢાળ્યો.

૬૯ ખાટલો.

રાતા રાતા રતનશી ને, પાટી માંહે પુર્યા;
ચાર હાથ પગ માંહે, માકડ બહુ પુર્યા.

ઢોલીયો.

૭૦

ચાર પગનું ચકલું ને, પેટીમાં સુતુ બાળ;
ઝુલા ખાતું ખાતું ઉંઘે, બાળક ધારી વાલ.

૭૧ પારણું-ઘોડીઉં.

ચું ચું કરતા ચુવાજી, અધર બાંધ્યા કડે;
આમ તેમ ડોલા ખાય, માણુસ ઉપર ચડે.

૭૨ હીંચકો-જુલો.

એક પેટી એવી, એમાં ધોળી કાળી હાઉ;
આંગળી અડાડે કે, બોલે બાઉ બાઉ.

૭૩ હારમોન્યમ.

એક આંધળી ચાકડોળ, બેઉ ગમથી ચાલે;
જ્યાં ઉભી રહે ત્યાં, હજાર ઇંડાં આલે.

૭૪ ઇલેકટ્રીક રેલવે.

લોખડનું પક્ષી તે, આકાશમાં ઉડે;
પડાઇ પેઠે પાદે, અને છોકરાં જોવા કુદે.

વિમાન.



# જુનાં બાળઉખાણું

## સુધારા વધારા સાથે

૧

એક જાનવર હતુ, એને પુછડે પાણી પીતું;
પવનથી તે બીતું, એ જનાવર કે' તું.

દીવો.

૨

તળાવ સુકાણું, ને તીતો ભાઇ મરી ગયા;
ભાણું ભરાણું કે, તેલ પી જીવતા થયા.

દીવો.

૩

મુસલમાન મારે, અને હિંદુ લોક ખાય;
શાક ભાજી અથાણું, તેના વિના ન થાય.

તેલ.

૪

બારસો છતાં, બારસો ઉંધાં, બારસો બાવન વીર;
મારૂં ઉખાણું પારખે તેને, આપું સોનાનું તીર.

નળીયાં.

૫

ગોઠણ જેટલી ગાય, અને નીરે તેટલું ખાય;
ગોળ ગોળ ફરતી જાય, જે હગે તે માણસ ખાય.

ઘંટી.

૬

ઘેર ઘેર ડોસા ડાટયા,
ચાંદલો કરીને ચોખા છાંટયાં.

ઉંબરો.

૭

નખ જેટલી નખલી, અને નખે નખે ઘા;
એ વરત વરત, નહિ તો ગામમાંથી જા,

૮ નેરણી નખ ઉતારવાની.

ઉંચી ઉંચી ધુધવે, ને નીચે પડે લાળ;
એ વરત ન વરતે, તેનો બાપ ખેતરપાળ.

૯ પડાઈ કે પતંગ.

નવ નવ લાકડાં, ને ફરવામાં ફેરો;
એ વરત ન વરતે તેનો, બાપ મુઓ હેરો.

૧૦ ફાળકો.

રણુ વગડામાં, લીલીયો ભાંભરે;
તેના મુતરમાંથી, સાકરબાઇ સાંપડે.

૧૧ શેરડીનું કોલુ–ચીચુડો.

પત્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતી ગાય;
અંગ ફરે પુદડી એનું, એહું સહુ કો ખાય.

૧૨ ઘંટી.

પટેલની દીકરી, ને તેજબાઇ નામ;
પે'રે પટોળાં, ને ભાંગે ગામ.

૧૩ તલવાર.

કાળી ગાય, ને કંટોલા ખાય;
આંગળી અડે તો, પટ પાદી જાય.

બંદુક.

૧૪

મારી બકરી આલો ખાય, પાલો ખાય;
પાણી પીએ તો, ટપ મરી જાય.

૧૫ દેવતા.

ઘરમાં ઘર તેમાં, રમે કેશરીઓ વર;
લાકડાં ખાઇ ખાઇને, કાઢે ખાખી ગર.

૧૬ ભઠ્ઠી-ચુલો,

કૈરીનો ભાઇ વેરી, તેણે ઘાઘરી પે'રી;
શાકનો શત્રુ એ, રાખો ખીસ્સામાં ભેરી.

૧૭ છરી.

છરી પડી છાપરે, ને ભેંશ પડી આફરે;
ભું ભું અવાજ કરે, ને પેટીમાંથી આગ ઝરે.

૧૮ ધમણ.

ધમણુ ધોકા ખાય, ને સાંબેલું નહિ સારે;
મારી મારી વીંખી નાંખે, તેના વિના ઊંઘવું ભારે.

૧૯ પીંજણ, તાંત, રૂ.

એક ભાઇ ચઢે અને, એક ભાઇ ઉતરે;
દુનિયાનો આધાર, બધો એના ઉપરે.

૨૦ રોટલો.

એક જનાવર અરડ, એની ચાંચ બોલે ચરડ;
એનું માથું મુડદાલ, એના પુંછડા પંદર હાથ.

કોસ પાણી કાઢવાનો.

૨૧

કાકારે મેં કૌતક દીઠું, એ તો સુકે લાકડે બેઠું;
ચાંચ છે પણ ચણતું નથી, એ જનાવર મરતું નથી.

૨૨ કાતરડું.

રણવગડામાં લોહીનું ટીપું, ઝાડપરથી પડતું દીઠું;
બાળક પાસે રમતું દીઠું, એ ઉખાણું શું છે કે' તું.

૨૩ ચણોઠી.

આટલીક છોડી, આખું ઘર સાંચવે;
આંગળી ન પકડો તો, ઘરનાં સૌને નચવે.

૨૪ તાળું.

આટલીક છોડી, આખું ઘર અજવાળે;
જો નાશી જાય તો, બેસી રહો અંધારે.

૨૫ ઇલેકટ્રીક લાઇટ.

કાળી સોટી તેલે છાંટી, વળે વળે પણ ભાંગે નહિ;
રોજ રોજ ન સંભાળે તો, કીડા પડે હજારો મહીં

૨૬ વાળનો ચોટલો.

કાળી છું રે કાળી છું, કાળા વનમાં રહું છું;
લાલ પાણી પીઉં છું, પણ કાંચકીબાઇથી બીઉં છું.

૨૭ જૂ.

વાંકું વાંકું બાવળીઉં, ને માંહી [illegible]ંચું હાઉ;
એ વરત ન વરતે, તેના બાપની દાઢી [illegible]ાઉં.

ઘોડીયું.

૨૮

બાપ બેસવા શીખ્યો, ને દીકરો ચાલવા શીખ્યો;
બાપના પેટમાં પેસીને દીકરો, પાણી પીતાં શીખ્યો.

૨૯ કુળશિયો ને ગાળો.

અહીં નહિ ક્યાંય નહિ, રાજાને દરબાર નહિ;
ફુળ ઉપર ફોતરૂં નહિ, આ ફુળ ખવાય સહી.

૩૦ કુરા.

બાવો પાતાળમાં, અને દાઢી મારા હાથમાં;
દાઢી ખેંચી ખેંચી, ઘાલું મારી બાથમાં.

૩૧ ઘડો, દોરડું.

ઢીંગણો વાણીઓ ને ઢીંગણું પેટ;
પેટ પછાડી ખાઓ, પાણા હેઠ.

૩૨ સોપારી.

બે બે'નો એવી જે, આખો દહાડો લઢે;
પણ ભેગી થાય નહિ, અને વારંવાર વઢે.

૩૩ આંખો.

સામી ભીંતે રૂપું ચમકે,
જાણે મોતી પડતું ચમકે.

૩૪ લીંટ.

નાકાશાની દીકરી, ને ભીંતાશાને દીધી;
પાંચ ભાઇ દોડયા, ત્યારે બે ભાઇએ લીધી.

લીંટ.

૩૫

એક દાબડીમાં બત્રીશ બાવા,
એ બધા કામ લાગે ખાવા.

૩૬ દાંત.

ગણ્યા ગણાય નહિ, વિણ્યા વિણાય નહિ;
છાબડીમાં માય નહિ, તે હુસે આભલામાં રહી.

૩૭ તારા.

રંગ રાતડી, ને કેડ પાતળી;
એ વરત વરતે, તેને આપું સોનાની કાતળી.

૩૮ કુંકાવટી.

આટલીક દાબડીમાં, ગોરબાઇ રમે;
જો એ ન હોય તો, મુંગા થઇ ભમે.

૩૯ જીભ.

તપેલામાં તપેલી, મહીં કલગી ઘોડો;
એ વરત વરતે નહિ, તો બેઠાં માથું ફોડો.

૪૦ તાળું.

ખભે જનોઇ પણ બ્રાહ્મણ નહિ, ગુંજે પણ નહિ ભૃંગ;
કામની કરમાં શોભતો, જે કાષ્ટ કેરે અંગ.

૪૧ રેંટીઓ.

ઘરશોભન ઉદર ભરન, વંશ વર્ધન સુખરૂપ;
લાળેથી જગ વીંટતો, તે મોકલાવોને ભૂપ.

રેંટીઓ.

૪૨

સાત પાંખની ચરકલી, ને ફર ફર ફરતી ફેર;
અનાજને અડતી નહિ, ખંતે પીતી તેલ.

૪૩ રેંટીઓ.

ખાંડીયો બળદ, એ કોરે મુતરે;
વરસાદયાં ન સંભાળો, તો બધી બાજુ ઉતરે.

૪૪ છાપરૂં એ પડાળું.

કાળી છીપર હેઠ, બેઠા ચાર ચોર;
જો તેને પકડો, તો આપે સોના મ્હોર.

૪૫ ભેંસના આંચળ.

ધાર ઉપર ધનીઓ, દોડયો દોડયો જાય;
રસ્તામાં આવે, તેને કાપી કાપી ખાય.

૪૬ અસ્તરો.

રાજાની પાઘડીમાં, દહીંનો ફોદો;
એ ન હોય પાસે, તો સૌ મારે ઘોદો.

૪૭ રૂપીઓ.

અગ મગ ત્રણ પગ, કોઇ કોઇને ચાર પગ;
લક્કડ ખાય પાણી પીએ, ત્યારે હગે ઢગ.

૪૮ ટીલું, ઓરસીઓ.

પાંચ વેંતની પુતળી, અને મુખે લોઢાના દંત;
નારી સાથે નીત રહી, લે ખાંડણીઆનો અંત.

સાંબેલું.

૪૯

લોઢાની થાળીએ, સોનાની મેખ;
એ જ્યારે હોય ત્યારે, સૌને તું પેખ.

૫૦ દીવો.

રાજા મરે તો પ્રધાન ગાદીએ બેસે;
અને પ્રધાન મરે તો રાજા ગાદીએ બેસે.

૫૧ સુર્ય, ચંદ્ર.

શિવ વાહન પણ શિવ નહિં, નહિ બ્રહ્મા મુખ ચાર;
જળ ભર્યું પણ સરોવર નહિ, ચતુર કરો વિચાર.

૫૨ પખાલ.

ભમે ભમે પણ ભમરો નહિં,
કોટે જનોઇ પણ બ્રાહ્મણ નહિં;
લોટ માગે પણ બાવો નહિં;
તેલ ચઢે પણ હનુમાન નહિં.

૫૩ રેંટીઓ.

જગનું જીવન અને સંચાનું સીવણ;
હિંદનું ગીરણ ને સ્વરાજનું કીરણ.

૫૪ રેંટીઓ-ચરખો.

પીળો પણ પોપટ નહિ, ડંખે પણ નહિ નાગ;
ઉડે પણ પક્ષી નહિં, કાળો પણ નહિ કાગ.

ભમરો.

૫૫

ચરણુ ચાર બે શીર, નહિ તેને કર એકે;
નથી એ પૂછ કે મૂછ, પેટ વિણુ વાંસો મ્હેકે.
એકને જ્યારે દુઃખ, બીજું મંગળ ગાશે;
શિવપૂજનથી તે મળે, ભાગ્યવંતથી થાશે.

૫૬ ઘોડીયું.

રંગીત રીંગણું, ને અરૂં પરૂં જાય;
એક રૂવે, ને બીજું મંગળ ગાય.

૫૭ ઘોડીયું.

છ ડોળા, પંદર પગ, તે ખેતરમાં ચરનાર;
સીમમાં સોહામણું, ને આંગણાનો શણગાર.

૫૮ ઓરણી વાવવાની.

ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી;
બાર હાથનું ચીભડું, ને તેર હાથનું બી.

૫૯ આહશાર-ખોરડાનું.

લંક લપેટણુ ચિરહરણ, નહિ લંકાપતિ રાય;
જે કારણ કૌરવ હણ્યા, તે મોકલાવો મહારાય.

૬૦ ચીર-સાડી.

મીઠું મીઠું, સઘળું મીઠું;
ચાહ દુધમાં, મરતું દીઠું.

પતાસું.

૬૧

મીઠી મીઠી મીઠીબાઇ,
જ્યાં નાખો ત્યાં જાય સમાઇ.

૬૨ ખાંડ.

મીઠું મીઠું, મીઠું કરે;
જેમાં નાખો, તેમાં મરે.

૬૩ સાકર.

બારણે બારણે, ચોળા વેરાય;
ટપ ટપ પડે, ને ટપ મરી જાય.

૬૪ કરા.

છાપરે છાપરે ચોળા વેરાય,
વાદળાં આવે ત્યારે મરી થઇ જાય.

૬૫ તડકો.

ગામ બધું જતું રહ્યું, ને બાવાજી બેસી રહે;
એ બાવાજી ન હોય તો, ગામ બધું ભૂખ્યે રહે.

૬૬ ચુલો.

ચોખંડી નગરીને ચાર દરવાજા,
સોળ રાજા ને સાત સિપાઇ;
મહેલમાં બેઠા મહારાજા,
સાથમાં રમે બે ભાઇ.

ચોપાટ-સોગઠાંબાજી.

૬૭

દેશ ફરે દેશાવર ફરે, રાજા રાણી વાતો કરે;
ત્રાંબીયાને મૂલે મળે, એ કે'તી શું તે તું કળે.

૬૮ ટપાલનું કાગળ-કવર.

હાલતાં દઇએ ચાલતાં દઇએ,
સુઇએ ત્યારે બેવડાં દઇએ.

૬૯ કમાડ-બારણાં.

એક નરે નરને ગળ્યો, તેથી શોભે તંન;
એ તો ઉત્તમ જન ઘણો, સમજો તમે સજ્જન.

૭૦ ડગલો.

માથે મારે મોઢે ચણે, મુખમાં નાવે દાણો;
એ વરત વરતો નહિ તો, જીવતર ખોયું જાણો.

૭૧ વિંધાણું.

ઢમ ઢોલ માંહે પોલ, ઉપર છતર છાયા;
મારૂં ઉખીયાણું છોડે તેને, આપું સોનાના પાયા.

૭૨ [illegible]ર.

ચામડાની છછુંદર, ને છું છું બોલે;
જીવ નહિ, પણ પગને સાચવે.

૭૩ મોજડી-પગરખું.

છાપરે છાપરે મગ વેરાય, ગોળ જોઇને ચોંટી જાય.

માખી.

૭૪

પ્રાણ નહિ, પણ પળ પળ ગણે;
જીવ નહિ, ને ઝટ ઝટ ભણે.

૭૫ ઘડીઆળ.

વેંતીયા મીયાં, ને દોઢ હાથની મૂછ;
પીંછાના પોપટની, મોઢામાં મૂછ.

૭૬ મકાઇનો ભુટો–ડોડો.

તમે આવતા'તાં, અમે જાતા'તાં;
અમને દેખીને, તમે રોઇ શું પડયાં.

૭૭ ધુમાડો.

વસવાયામાં સોઇએ, સીંદરીમાં જોઇએ;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

૭૮ વેરાવળ.

રાજાને જોઇએ, ગામને પણ સોઇએ;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

૭૯ રાજકોટ.

આપવામાં જોઇએ, ને કમાડે સોઇએ;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

૮૦ પાલીતાણા.

ચિચુડામાં સોઇએ, ને તરવારમાં જોઇએ;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

સરધાર.

૮૧

ઘંટીમાં પણ સોહાયે, ને ગાડામાં પણ જોઇએ;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

૮૨ પડધરી.

જાનમાં જોઇએ, ને સૂરજમાં પણ સોહીએ;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

૮૩ વરતેજ.

કેદખાનામાં જોઇએ, ને ખેતરમાં પણ સોહીએ;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

૮૪ ચોરવાડ.

જનાવર જુઠાણું જી, વાડામાં તે વાયું જી;
બે મળીને એક નામ, કહો પંડીત એ કયું ગામ.

૮૫ મોરબી.

વાંકુંચુંકું લાકડું ને, અંદર બેઠું હાઉ;
મારૂં ઉખાણું પારખે તેને, આપું એક બાઉ.

૮૬ ઊંટ.

ધોળું ખેતર, ને કાળા ચણા;
હાથે વાવ્યા, ને મોંએ લણ્યા.

૮૭ અક્ષરો.

છ પગનું છુંછું મુછું, ચોટલે ચાલ્યું જાય;
રાજા પૂછે રાણીને, એ શું જનાવર જાય?

જૂઓ.

૮૮

પગ વિના ડુંગર ચઢે, મુખ વિના ખડ ખાય;
પુત્ર પૂછે પિતા કને, એ કયું જનાવર જાય.

૮૯ આગ-દેવતા.

એક અચરજ એવું જોયું, નદી છતાં નહિ નીર;
પહાડ છતાં પત્થર નહિ, ગામ છતાં નહિ વીર.

૯૦ નકશો.

નહિ સગો નહિ સાગવો, રૂડો દેખી રોઇ;
એના બાપનો બનેવી, મારો સગો નણદોઇ.

૯૧ માબાપ.

જેને થડ પવન ન સંચરે, છાંયે ન બેસે કોય;
તે ચીજો મોકલાવજો, મારે એકાદશીના હોય.

૯૨ મગફળી.

પાન સડે ઘોડા હડે, વિદ્યા વિસર જાય;
તવી પર રોટી બળે, કહો ચેલા કેમ થાય?

૯૩ ફેરવ્યા વિના.

ખરે ઉનાળે ઘર પડે, ઘોડા ઘાસ ન ખાય;
છતે પલંગે ભોંય સૂએ, કહો ચેલા કેમ થાય?

૯૪ પાયા વિના

વાંકો ચુકો બાવળીઓ, તેમાં બેઠો હાઉ;
એ વરત ન વરતે તેની, દાઢી કરડી ખાઉં.

ઘોડીયું.

૯૫

ભરેલા તળાવમાં ભૂત ભૂશકા મારે;
ને હનુમાન પાછળ દોડા દોડ કરે.

૯૬ કોસ ને વરત–(દોરડું).

વાંકો ચુકો બાવળીઓ, ને ઉપર બેઠો હોલો;
જે અર્થ ન છોડે, તેનો બાપ મૂઓ ગોલો.

૯૭ ઘાણી, તેલ પીલવાની.

સુકાં સરોવર, ઉંડા જળ, લીલાં જળ હાથી પીએ;
ઘોડા પીએ માણસ પીએ, પણ પક્ષી ન પીએ.

૯૮ ધાવણ.

સરડક સાંઠો વચમાં ગાંઠો, ઉપર પાંચ પીંપળી;
વચ્ચે તળાવડી ઘડો ન બુડે, શું કરૂં માવડી.

૯૯ હાથનો પંજો.

ગઢના કાંગરા ભીંજે, હાથી છલબલ જાય;
ચરકલાની ચાંચ ન બુઢે, બ્રાહ્મણ તરસ્યો જાય.

૧૦૦ ઝાકળ.

કાળી કુતરી લથપથ, ત્રણ માથા ને દશ પગ.

૧૦૧ પાણી કાઢવાનો કોસ.

પીતળ પે'રે પદમણી, હીંડે ઝાકઝમાળ;
કાં હોય વિવા વાજમ, કાં હોય રાજ દરબાર.

૧૦૨

જળમાં ઉપજ જળમાં નિપજ, જળ દેખી જીવ જાય;
જુઓ જોશી એ ટીપણામાં, એ અઢારે વર્ણ ખાય.

૧૦૩ મીઠું.

અક્કડ પાન કડાકડ બીડી, તેમાં રમે નાની કીડી;
દેશ ફરે દેશાવર ફરે, રા'ને કીડી વાત કરે.

૧૦૪ કવર તથા કાગળ.

ખાટ ખટુકે હીંચકે કડાં, ખાટે બેઠાં બે જણાં;
ખાય સોપારી ને ચાવે પાન, બે જણ વચ્ચે બાવીશ કાન.

૧૦૫ રાવણ મંદોદરી.

ઉનાળે શિયાળે નિપજે, ચોમાસે જળમય;
થડ નહિ થડને પાંખડી, તે વર્ણ અઢારે ખાય.

૧૦૬ મીઠું.

સોપારી જેવડું સારંગડું, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રતન ગળ્યાં, એક ધરતી ને બીજું આભ.

૧૦૭ આંખની કીકી.

આટલી ડાબલીમાં, કાળા કપુર;
માંહે બેઠા, અબદુલ ગપુર.

૧૦૮ એલચી.

ભરે ફાળ પણ મૃગ નહિ, નહિ સસલો નહિ શ્વાન;
મોં ઉંચું પણ મોર નહિ, સમજો ચતુર સુજાણ.

દેડકો.

૧૦૯

આટલેક ઝાડવે, સિપીભાઇ હીંચકે;
લીલી ટોપીમાં, ટાંચણીયું ચટકે.

૧૧૦ રીંગણાં-વેંગણ.

રણ વગડામાં ડોશી, દાંત કાઢે;
તેની હુઘારમાંથી, લોકો તેલ કાઢે.

૧૧૧ તલનાં કાલાં.

લીલી ટોપી ને રાતા ડગા, આવ્યા રે પરદેશી સગા;
જે તેને ખાય, તેને વ્હાય વ્હાય થાય.

૧૧૨ મરચાં.

લીલી ટોપી ને કાળા ડગા, આવ્યા રે પરદેશી સગા;
કાપી કાપીને કીધા ઢગા, એ તો છે રોટલાના સગા.

૧૧૩ રીંગણાં.

રણવગડામાં ઢોલા હીંચકે, કાચા ખાતાં દાંત કકડે;
પાકે ત્યારે છોકરાં મલકે, હોંશે હોંશે ખાય બટકે.

૧૧૪ હાફુસ-પાયરી.

રણવગડામાં રાતા ખીલા,
ઉપર પીંછા ને અંદર ઢીલા.

૧૧૫ ગાજર.

મુઠી જેવડો મેમણ, અને સુપડા જેવી દાઢી;
દાઢી ઉતારી ભાજી રાંધો, મેમણ ખાઓ વાઢી.

મુળો અને કાંદા.

૧૧૬

રાજાની રાણી, બેઠી હતી ગોખમાં;
કોલસા ચાવીને, ઢગલો કરે ઓખમાં.

૧૧૭ જાંબુ.

સો આંબા સો આંબલી, બસો બીજાં ઝાડ;
કોર વગરનું પાંદડું, રાજા ભોજ કરે વિચાર.

૧૧૮ ડુંગળી-કાંદા.

આડુ નાખું પાડુ નાખું, પાડાના પગ વાઢી નાખું;
પેટ તેનું ફોડી નાખું, તોય પાડો દૂઝે.

૧૧૯ થોર.

સો આંબા સો આંબલી, બસો બીજાં ઝાડ;
ફુલ વિના ફળ નીપજે, રાજા ભોજ કરે વિચાર.

૧૨૦ પેપડી.

પેટમાં પાણી ને માથામાં મૂછ;
તાળવું ખાય તાણી, એ વરત શું તે પૂછ.

૧૨૧ નારીએળ.

પેટમાં દાંતો, રંગેલા પૂર્યા;
છોકરાંઓ ખાય, ને કરે તેના ચુરા.

૧૨૨ દાડમ.

પેટમાં દાંત ને માથામાં મૂછ,
પંદર પટોળાં પે'ર્યાં, ખાતાં પે'લાં પૂછ.

ડોડો-મકઇનો ભુટો.

૧૨૩

તીખુ તીખુ તમતમતું, ને મૂળા જેવા પાન;
એ વરત વરતે તેને, આપું વિરમગામ.

૧૨૪ રાઇનો છોડ.

જળ થકી ઉપજે, અને જળમાં બેસી ન્હાય;
વાઢે મરે નહિ, તેની આંખ કાઢે જીવ જાય.

૧૨૫ શેરડી.

મુળાની માસી ને મોગરીની મામી,
કંદની કાકી તે છે ગરમ બહુનામી.

૧૨૬ ડુંગળી.

ગોરા સારા ગોરધનદાસ, લુગડાં પે'રે સો પચાસ.

૧૨૭ ડુંગળી-કાંદા.

વેંતીયા મીયાં, ને દોઢ હાથની મૂછ;
પીંછાના પોપટમાં, દોઢ હાથની પૂછ.

૧૨૮ મકાઈ ભુટા, ડોડા.

કેસરનું કાળજું, ને કસ્તુરીનું તન;
આકડાનું અંગ એ છે, કળીમાં ગંઠન.

૧૨૯ લસણ.

એક જનાવર અયસા, ઇસકી દૂમ પર પૈસા;
ઇસકે શિરપર કલગી, એ જનાવર કયસા !

મોર.

# જુનાં બાળઉખાણાં

## ભાગ ૨.

૧

ચાર પાંખને એક ફળ, ફળ ખાધે મરી જાત;
નારી વિના ચાલે નહિ, દેખાડો મુજ કાન્ત.

૨ તીર.

એક ફળ દો લોયણાં, તે મુખ મોટા દાંત;
મસ્તકપર છે પુંછડું, દેખાડ તું મુજ કાન્ત.

૩ વાંશી.

બે મુખી એક નાર ને, બે નર તેહ ગ્રહંત;
બે નર તો બંધી કરે, તે દાખવ મુજ કાન્ત.

૪ ચોળી.

પાણી પીતાં દુબળી, નર એ ન્હાતી હોય;
કુટુમ્બ કલહ કરી આવતી, કંથ વિના સ્ત્રી જોય.

૫ છાશ.

એક નારીને નર ઘણા, તે સઘળા સાથે પ્રીત;
નારી પહેલાં નર મરે, તે કયા ગામની રીત.

૬ જીભ ને દાંત.

કલમ કેરી વાંસળી, બજાવનાર કોણ;
હિંદ સુતું'તું ઊંઘમાં, ઉઠાડનાર કોણ ?

ગાંધી.

૭

આગળ સરખું પાછળ સરખું, વચમાં આંચ્યો જી;
પાંચ પૈસાનું પુસ્તકડું, એ કરતું રાતનો દી.

૮ નવજીવન.

સ્વામી પણ બાવો નહિ, નહિ જટા નહિ ભેખ;
આનંદે રાચે બહુ, એણે જબરી લીધી ટેક.

૯ આનંદ.

કાળાં કાળાં ચકરડાં, ને બીજાં આંચ્યાં ચિતર;
ફડાક દેતી ફદીયાં આપે, તેને સાચવી રાખો ભિતર.

૧૦ રૂપીઆની નોટો.

ત્રણ અક્ષરની તરૂણી, વનસ્પતિની જાત;
સપુત ત્રણ સંતાન છે, જગમાં જે વિખ્યાત.

૧૧ શેરડી.

જાત જાતના રંગની, જગની ચીજો જેહ;
જડ અને સૌ જીવનો, રંગ એક છે કહે તે.

૧૨ પડછાયો.

કણ રૂડાં ને ઉજળાં, જમે નહિ જન કોય;
ગોળાકારે ઓપતાં, સાગરમાં જે હોય.

૧૩ મોતી.

મા ધોળી ને બચ્ચાં કાળાં,
મા મરે તો બચ્ચાં વહાલાં.

એલચી.

૧૪

ગામ જાઓ, પરગામ જાઓ,
ને ભાભાજીને દેતા જાઓ.

૧૫ તાળું.

અહીં નહિ તહીં નહિ, રાજાને દરબાર નહિ;
ફળ ઉપર ફોતરૂં નહિ, એ ફળ ખવાય સહી.

૧૬ ફરા.

આઠ આઠ લાકડાં, મહીં જોબનકી જાળી;
એ વરત વરતે નહિ, તેનો બાપ ધનીઓ માળી.

૧૭ ખાટલો.

જડ વસ્તુ પણ બોલતી, સુણીને સૌ હરખ;
સોયોના ઘા વેઠીને, ગાયન ગાય સરસ.

૧૮ ગ્રામોફોન.

જડ વસ્તુને મેં કહ્યું, જાવા ગાડી ઘાટ;
બે વાગે ઉઠાડજે, રમ્ય કરી ઘોંઘાટ.

એલાર્મવાળું ઘડીઆળ.

૧૯

નિર્જીવ ને નાનું બાળક, વા ભરખી કરે કામ;
રાત દિવસ નહિ થાકતું, પસંદ લોક તમામ.

૨૦ હારમોનીયમ.

ઉંચો કુપ આકાશમાં, નીચે નારી હજાર;
લોહ દોરે જળ ખેંચતી, ક્ષુધા નહીં લગાર.

નળની ચકલીઓ.

૨૧

પવિત્ર સૌ કો માનતું, રાખે મંદીર માંય;
જે વિણુ પ્રભુજી નવ જમે, ઔષધમાં વપરાય.

૨૨ તુલસી.

નારી નામે ચીજ એક, શૂરાનો શણુગાર;
કર ધરે જ્યાં પ્રેમથી, વિજય શક્તિ કરનાર.

૨૩ તરવાર.

મૃગ પુરૂષ સમ પંખી એક, ચરે ચારો કીમત ધરી ટેક;
દૂધ પાણીને નોખાં કરે, એ અક્ષરમાં નામજ મળે.

૨૪ હંસ.

લાંબી જટા પણુ જોગી નહિ,
વિશ્રાંતિ દે પણુ ભોગી નહિ;
એ વિશાળ તરૂરાજની ભેટમાં,
ગયો હતો હું નદી બેટમાં.

૨૫ કુબીરવડ.

ગાન સુણાવે અવનવું, પગ હાથ કે જીવ નહિ;
કાણી થાળીમાં જમનાર, તે વહાલું બાળકને વળી.

૨૬ ગ્રામોફોન.

નારી નારીને કાપી નાખે, ભરસભાની વચ્ચે;
કાપનારી જો ન મળે તો, પત્થર લઇને ટીપે.

સુડી સોપારી.

૨૭

મહાપુરૂષને પ્રિય છે. અભણનું અપમાન;
જ્ઞાનીને તો પુત્રસમ, જેનાં સઘળે સન્માન.

૨૮ પુસ્તક.

બાંધેલા બે બાજુથી, કાચની કબરની માંય;
દિવ્ય પ્રકાશ છે જેહુનો, મેશ વળે નહિ કયાંય.

વિજળીની બત્તીનો ગ્લોબ.

૨૯

પુષ્પ વગરની સુવાસ, નહિ ડાળું કે ઝાડ;
જીવ વગર તે તો જતું, શોખીન સાથે ચાલ.

૩૦ અત્તર.

અણીયાળી ને વાંકડી, ભ્રમરાળી ભરપૂર;
નાર વડે નર જાણીએ, નરનું નારી નૂર.

૩૧ મૂછ.

ખાય ખરૂં બોલે ખરૂં, પણ નિર્જીવ ગણાય;
વચલો અક્ષર કહાડતાં, નામ હરણીચું થાય.

૩૨ મૃદંગ.

અરે બ્રાહ્મણ રે બ્રાહ્મણ, તેરે ગલેમેં ડામન;
હાથમેં નેતા, બારમાંથી ત્રીશ ગયા તો;
બાકી રહ્યા કેતા.

એક વર્ષમાં ત્રીશ દિવસ ઓછા.

૩૩

સુંદર સરોવર જળે ભર્યું, જ્યાં બૂડે સૌ કોઇ;
તેને પી નવ કોઇ શકે, તે તમે કહેશો કોઇ ?

દર્પણ, આરસી, આયનો.

૩૪

એક નારી સંસારમાં, રાય રંક ઘેર જાય;
જે ઉપર કરૂણા કરે, મૃતક તુલ્ય તે થાય.

૩૫ ઊંઘ, નિદ્રા.

પંખી ઉડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો મુજને ભૂપાળ.

૩૬ તીર.

પીળો પણ પોપટ નહિ, કાળો પણ નહિ કાગ;
પાંખો પણ પંખી નહિ, ડસે પણ નહિ નાગ.

૩૭ ભમરો.

કાળો ઘોડો કાબરો, બજાર વચ્ચે જાય;
પાંચ પટેલીયા મૂલ કરે, પણ મૂલ તેનું નવ થાય.

૩૮ આંખ.

એક જનાવર આદમ દીદમ, ચલતે ચલતે થાકા;
શીર પકડ કર મુંડી કાટ દી, ફીરસે ચલને લાગા.

કલમ.

૩૯

દેડક જેસા દડદડે, મીંદડ જેસા માથા;
હાથ જેસી સુંઢ ચડાવી, દેખો જાનવર કેસા.

૪૦ હુક્કો.

ચોખંડી નગરીને ચાર દરવાજા,
સોળ સતી ને ત્રણ રાજા.

૪૧ ચોપાટ.

પલક જાય નવ ગાઉ, અને આવે પલકમાં પાંઉ.

૪૨ નજર.

એક છોડ એવો, એનું ભાલા જેવું ફળ;
શાકનો એ રાજા છે, તે કે'તી તું કળ.

૪૩ ભીંડા.

પાંખાળો પણ ઉડણો, નદી કીનારે વાસ;
ઘણો દૂરથી બ્હેંકતો, નહિ લોહી ને માંસ.

૪૪ કેવડો.

નથી તે ત્યાંનું ત્યાંય, સૌ કો સાથે જાય;
બહુ મોટું બહુ દૂર છે, જોતાં પણ ન જણાય.

૪૫ આકાશ.

રાતે ફુળ વાવીયાં, પાકયાં માજમ રાત;
સવારમાં ખળાં લઇ લીધાં, એ કયા કણુસલાંની જાત.

માખણ.

૪૬

માથાળો મૃગલો, શિંગડાળો ચાર;
હડમાં પૂર્યો હડહડે, નીત નચાવે નાર.

૪૭ રવાઇ.

ઝાડ ઉપર શોભે ભલું, પંડીતને પ્રિય હોય;
ખાતાં દેખી બાળક કહે, લોહી સમું મુખમાંય.

૪૮ પાન (ખાવાનું).

ભૂખ્યું ત્યારે ભારા જેવું, ધરાય ત્યારે મીંછ;
ગુરુજીને વિનવી પૂછો, એ કયા ગામનું શીંછ.

૪૯ ચોટલો.

કણ કોઠારે સડે, કાંસુ કટાઇ જાય;
જોગી નર ઝાંખો થયો, કહો ચેલા કેમ થાય.

૫૦ રાખ વિના.

આંબે કેરી લાગી રહી, ભર કણસલે જાર;
ડોબું દોવા દે નહિ, કહો ચેલા કેમ થાય ?

૫૧ (ધોકા) બુધા વિના.

ઇયળ ધનેડાં કાંકરા, વાની ધૂળ સૌ જુડો;
કામની કર સોહામણું, કહો તમે કંકણ કે ચુડો.

૫૨ સુપડું.

ખીલી ઉપર ખેતી કરે, ખળે મૂકે આગ;
ધુળમાંથી ધન મેળવે, એ છોડો તમે રાય.

કુંભાર.

૫૩

વડ જેવડાં પાંદડાં, એના શેરડી જેવા સાંઠા;
મોગરા જેવાં ફુલ, એમાં પોપટ બેઠા વાંકા.

૫૪ આંકડો.

લાલ કિલ્લામાં કાળા સિપાઇ;
લીલી દિવાલમાં ગયા સમાઇ.

૫૫ તરબુચનાં બીયાં.

જુવાનીમાં લીલું, ને બુઢાપામાં પીળું;
જુવાનીમાં ખાટું મીઠું, બુઢાપામાં ઢીલું.

૫૬ ફળ.

વિના ખોરાકે પ્રકાશે ઘણા,
વિના આધારે રહ્યા બે જણા.

૫૭ ચાંદો-સુરજ.

વિના આંખે ઉડે આકાશ,
વિના પાંખે કરે ફડફડાટ.

૫૮ એરોપ્લેન-વિમાન.

વિના પ્રાણે દોડતી જાય,
મોઢે ધુમાડો ઓકતી જાય.

૫૯ આગગાડી.

મારે પણ મરે નહિ, ચઢયું પાછું વળે નહિ.

ઝેર.

૬૦

બોલાવે પણ બોલે નહિ, એ વિના ભણાય નહિ.

૬૧ પુસ્તક.

ખવરાવે પણ ખાય નહિ, ભર્યાં અન્ને ધરાય નહિ.

૬૨ થાળી.

પાણી દેખાય, પણ પિવાય નહિ;
દૂરથી દેખીયે, પાસે જણાય નહિ.

૬૩ મૃગજળ.

સંતાડયું છુપું ન રહે, ઢાંકે પણ ઢાંકયું ન રહે.

૬૪ ગંધ અથવા પાપ.

જીવ નહિ પણ બોલે ઘણું,
થાળી ઉપર ફરતું ભણું.

૬૫ ફોનોગ્રાફ.

એક પેટી એવી, તેમાં બેઠું હાઉં;
કાન પકડીને મરડે, ત્યારે હું ગાયન ગાઉં.

૬૬ ગ્રામોફોન.

વાતો કરે પણ જન નહિ,
હવામાં ઉડું પણ પક્ષી નહિ;
ગાયન ગાઉં પણ ગવૈયો નહિ,
દોરડા વિના તાર માફક જાઉં વહી.

રૂડીયો.

૬૭

પેટી માંહે બેઠું હાઉ,
થાળી માંહે ફરતું ગાઉ;
ગળું ટુંકું ને ઝાઝું ખાઉં,
મોઢું પહોળું, તેમાંથી બહાર જાઉં.

૬૮ ફોનોગ્રાફ.

પળમાં પાંચે ખંડમાં જાઉં, પળમાં પાછો આવી જાઉં.

૬૯ વિચાર.

એક અચરજ એવું થાય, પાંચસો ગાઉથી વાતો થાય.

૭૦ તાર.

નરનારી સૌ કોઇ ધરે, કાન પકડીને વાતો કરે;
પ્રેમે પ્રેમે ચુમી કરે, પણ બેઉ ન ભેગાં મળે.

૭૧ ટેલીફોન.

એક જળકુકડી એવી, જે ડબક ડુબકી મારે;
પચાસ માઇલ પાણીમાં ચાલી, તોપના ગોળા ખાળે.

૭૨ સબમરીન.

એક મગર એવી, જે ડુબકી મારી જાય;
જેને જેવી આથડે, તેના તરતજ ચુરા થાય.

ટોરપીડો.

સવાલ ૧ લો.

જેને દીઠે જગ હસે, તેનું છેદે શીશ;
તેને ઘેર થઇ આવજો. રવિ આથમતે દીશ.

ઉત્તર ૧ લો.

નિર્મળ વાડી વનસ્પતિ, નિર્મળ નર શું નેહ;
પુષ્પો વીણે પ્રીત શું, માળા મંદીર તેહ.

સવાલ ૨ જો.

જે સંભારે તુજને, તને સંભારે જેહ;
તેથી મ્હોલ ઉંચેરડા, ખરી એંધાણી એહ.

ઉત્તર ૨ જો.

શોભા દે સહુ લોકને, તેજ ઉજ્વળ કામ;
શ્યામા સમજાવું તને, ધોબી એનું નામ.

સવાલ ૩ જો.

કુરંગ હેમ સરીખડો, પૂછે પીતો નીર;
તે મેલું મુજ બારણે, આવજો આણી ધીર.

ઉત્તર ૩ જો.

દિવસે મારે કામની, કુળમાં કરે ઉદ્યોત;
ઘેર ઘેર અજવાળું કરે, જીવતી દીપક જ્યોત.

સવાલ ૪ થો.

જેને કરડયે વિષ ચડે, તેને જે કોઇ ખાય;
તે મેલું મુજ બારણે, એ એંધાણી રાય.

### ઉત્તર ૪ થો.

ગિરિ શિખરે વાસો વસે, ગાજંતે ઘનઘોર;
પરમેશ્વર મસ્તક ધરે, માનુની તે તો મોર.

### સવાલ ૫ મો.

અમૂલાં બે જે તમ કને, જલમાં નીપજે જેહ;
આ બે કરીયે એકઠાં, તાત અમારો તેહ.

### ઉત્તર ૫ મો.

અમુલખ બે તે નેણુ ને, જળમાં કમળ સુખધામ;
નારી તેં મુજને કહ્યું, નેણુ કમળશાં નામ.

### સવાલ ૬ ઠ્ઠો.

રાંક અઢારે વર્ણમાં, જે વડે તારૂં રાજ;
ધીરજ રાખી આવજો, જાત અમારી આજ.

### ઉત્તર ૬ ઠ્ઠો.

ડાહ્યો અક્કલે આગળો, સર્વ કળાનો સૂત્ર;
નારી મેં તો ઓળખ્યો, એ તો વણિકનો પુત્ર.



# જુનાં બાળઉખાણા

## ભાગ ૩.

૧

કાળો ઊંદર ને લીલી પૂછ,
એ ન આવડે તો મહેતાને પુછ.

રીંગણું.

૨

ધોળો ઊંદર ને લીલી પૂછ,
એ ન આવડે તો સસરાને પૂછ.

મૂળો.

૩

કાચની કોથળી, ને ધમ ધમ વાગે;
રતન પરવાળું મને, હાય હાય લાગે.

સુકું મરચું.

૪

કાકો બૂડયો, પણ ચોટલી બ્હાર;
ખેંચીને ખા, ને ખારીઆમાં વખાર.

મૂળો.

૫

બાર હાથની ઓરડી, ને તેર હાથનું ઠુંઠું;
ગાય છે ગોરી, ને દુધ છે મીઠું.

શેરડી.

૬

આસપાસ ફાટફુટ, વચ્ચે દોરમદોર;
એ ઉખાણું કહે તેને, આપું સોનામહોર.

ખાટલો.

૭

ચિતરેલી માટી, ને ચાર ગામ જાય;
પાણી અડે, કે તરતજ જીવ જાય.

૮ કાગળ.

હાથી જેવી સુંઢ વિરાજે, માથું મગર જેવું;
ગુડ ગુડ ગુડ ગુડ વાણી બોલે, એ જનાવર કેવું?

૯ હુક્કો.

કંદ રાતાં અને પુષ્પ ધોળાં, પગ જાણે ભુંગળી;
કઇ જાતની લાજ રાખી, એવી તો મહા બળી.

૧૦ ડુંગળી કાંદા.

પેલાં આવ્યાં પાંદડા, પછી આવી ભુંગળી;
લુહાણાની લાજ રાખી, ધન્ય માતા તું ભલી.

૧૧ ડુંગળી.

ઠુંકી પોતડી ને કેડમાં શેર, વાસણ દીપે હરખભેર.

કંસારા અથવા કાછીઆ.

૧૨

બે હાથ ભોંયમાં, બારસો ગામ;
સાગર સરિતા, પર્વત પણ તમામ.

૧૩ નકશો.

ધુળ ફાકતાં જાય, ને ધુળ ફાકતાં આવે;
ચમ ચમ થાય, ને તેલ બહુ ભાવે.

ખાસડાં અથવા ચંપલ.

૧૪

મા ધોળી દીકરા કાળા,
માને દઇએ ફેંકી ને દીકરા લાગે વહાલા.

૧૫ એલચીદાણા.

કુબડો કરસનદાસ, ને લુગડાં પે'રે પચાસ;
ભાજીનો ભગવાનદાસ, તેનું શાક થાય ખાસ.

૧૬ કોબી.

ઘર ફાડીને કાળીયો નીકળ્યો,
ઉંચે ઉડીને વાદળમાં મળ્યો.

૧૭ ધુમાડો.

બે ભાઇ વચ્ચે એકજ માથું,
ભાઇ સાંભળે નહિ તો કાઢો રાતું.

૧૮ કાન.

હળ હળવું ને જમીન પાતળી,
વાંચનારો ચતુર સુજાણ;
હાથે વાવે ને હૈયે લણે,
તે સમજો સૌ સુજાણ.

કલમ, કાગળ ને અક્ષર.

૧૯

ઉંચે બેસણે બેસીએ છીએ,
લાંબી લેખણે લખીએ છીએ.

ઘાણી.

૨૦

પાંચ પાંચ પીંપળાની તલાવડી,
ઘડો ન બૂડે, શું કરૂં માવડી.

૨૧ હથેળી.

એક નારી બે ઘાઘરા, પે'રી છ નાડા લટકાવે;
બજારે બેસી છેતરે, મુરખને સમજાવે.

ત્રાજવાંની દાંડી-છાબડી.

૨૨

માતા મેરામણ વસે, પિતા વસે કૈલાસ;
જુનાં જોઇએ તો મોકલું, નવાં તો આશ્વિન માસ.

૨૩ મોતી.

પઢતો પણ પંડીત નહિ, પુર્યો પણ નહિ ચોર;
ચતુર હોય તે ચેતજો, મધુરો પણ નહિ મોર.

૨૪ પોપટ.

ઉત્તમ કુળથી ઉપજી, તાત તણો જે તાત;
તે સાથે વિવાહ કર્યો, સમજો સજજન વાત.

૨૫ છાશ.

પત્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અર્ધું અંગ ફરે પુઠડી, એનું એઠું સૌ કોઇ ખાય.

૨૬ ઘંટી.

પડી પડી પણ ભાંગી નહિ, કકડા થયા બેચાર;
વગર પાંખે ઉડી ગઇ, ચતુર કરો વિચાર.

રાત્રિ.

૨૭

ચાર ભાઇ ચારે બેઠા, એક બીજાની સોડમાં પેઠા.

૨૮ પાયા.

ઇંડુ હતું ત્યારે બોલતું, બચ્ચું બોલે નહિ;
ચાર જુગ વહી ગયા, પણ ખબર પડી નહિ.

૨૯ નાળીએર.

એકલો ને એકલશુરો, મુઓ નગરની બહાર;
રોનારા તો છે ઘણા, પણ નહિ કોઇ ઉપાડનાર.

૩૦ કાગડા.

કાળો ઘોડો કલગી માથે, માથે કમળપુલ;
માગ્યો સવા લાખનો, ધણી ન કરે મૂલ.

૩૧ આંખ.

આટલીક કુકડી નવસેં તારા,
ચડે કડક ને વાગે નગારાં.

૩૨ આંખડી.

સો આંબા સો આંબલી, રાયણ બસે બેચાર;
પુલ ઉપર જેને પાત્રાં, વીરા કરો વિચાર.

૩૩ અનનાસ.

કાઢે મેલ ધોબી નહિ, ફીણ કાઢે ન ઊંટ;
ખખડે પણ નહિ ઘુઘરો, ઉત્તર દે કે ઉઠ.

અરીઠાં.

૩

પોતે ત્યાંનું ત્યાંય પણ, બધા સાથે જાય;
બહુ મોટું બહુ દુર છે, જોવાય પણ ન જણાય.

૩૪ આકાશ.

બે બાજુ બે ચામડાં, વચ્ચે પોલંપોલ;
લાકડી મારે ધમ ધમ બોલે, એનો ભેદ તું ખોલ.

૩૫ ઢોલ.

કાળું કાળું શરીર છે, લીલું એનું ડીટું;
હું તમોને પુછું છું કે, તમોએ તે દીઠું ?

૩૬ રીંગણું.

ચાર બાજૂ ચાર પાયા, વચ્ચે ભમર જાળી;
જે મારૂં વરત છોડે, તેની ચઢે હાથીએ સ્વારી.

૩૭ ખાટલો.

તેર પગનું તેતર, ને ચૌટા વચ્ચે જાય;
રાણી કહે રાજાને, એ શું જનાવર જાય ?

૩૮ ગાડું અથવા ખટારો.

લાલ પીળી વાંસળી, બજાવનાર કોણ;
ડોશી ચાલ્યાં સાસરે, મંગાવનાર કોણ.

૩૯ ઠાઠડી.

નહિ વિંધણું કે વાંસલો, નહિ સુતાર લુહાર;
વગર ઓજારે ગઢ ચણ્યો, રાજા ભોજ કરે વિચાર.

રાફડો.

૪૦.

થડ એનું થાબડ થીબડ, પત્તાઓની થાળી;
બેટા એના પોપટ જેવા, પીઠ એની કાળી.

૪૧. ખાખરો.

બટુકડી છોકરી, ને બટુકડા કાન;
પગે બાંધે દોરડી, તો ઝટ કરે કામ.

૪૨ સાવરણી.

જળ ખાતા જળ ખાતા, જળમાં જેનો વાસ;
જળ દેખતાં ફાટી મરે, કહે કાન કાળીદાસ.

૪૩ મીઠું.

અટકટ લાકડાં ને બોંતેર વે,
સરડક તાણું, ત્યાં વરસે મેહ.

૪૪ ચારણી.

ભોંય થાભું ને આભમાં બેસે,
છાણાં લાકડામાં રહેલો તે છે.

૪૫ ધુમાડો.

એક જનાવર અયસા, તે શબ લાલ જયસા;
પાણી અડકે ચું ચું બોલે, એ જનાવર કયસા.

૪૬ અગ્નિ.

નાનું સરખું જીવડું, ગાઉ ગાઉ ઉડયું જાય;
ટપ ટપ લઇને પાછું આવે, એ પ્રાણી શું કહેવાય.

માછલું.

૪૭

હું જતો ભલે કામે, ભૂંડા હાલે ભાર્યો;
ઉપર આગ વચમાં પાણી, વચમાં ઘાલી બાળ્યો.

૪૮ ગડાકુ-તમાકુ હુક્કાની.

પર્વત ઉપર દવ બળે, નીચે નદી કરે પોકાર;
ચતુર હોય તો ચેતજો, મુરખ કરે વિચાર.

૪૯ હુક્કો ને ચલમ.

દરીયા કાંઠે નીપજે, ખાય રંક ને રૂડા;
સ્ત્રી હાથ સોહાગણ, એ કાંકણ કે ચુડા.

૫૦ મીઠું.

વડની દીકરી, ને છાશની રાણી,
દહીંની દુશ્મન, ઘી લાવે તાણી.

૫૧ રવાઇ.

વન વગડામાં, દાતરડાં લટકે;
ઘા મારીને પાડે, અને બાળક ખાય બટકે.

૫૨ કાતરા.

વૃક્ષ પર વસું પણ પક્ષી નહિ,
તપ કરૂં પણ તપસ્વી નહિ;
ભગવાં વસ્ત્ર પહેરૂં પણ યોગી નહિ,
માથે ચોટલી પણ બ્રાહ્મણ નહિ.

નાળીએર.

૫૩

ઘડી ઘડી ખાય સહુ જન, તોપણ મને દેખે નહિ;
ખાતાં પણ ચાવે નહિ, ખાય બ્હાર કાઢે સહી;
સંસારમાં મારા વિના, જગમાં કોઇ જીવે નહિ.

૫૪ પવન, હવા.

એક નરને ત્રણ ધડ, ધડે ધડે ચાર પગ;
પગે પગે ત્રીશ આંગળ, આંગળીએ નખ આઠ;
નખે નખે ચાર પાંખડી, તે શું ચતુર સુજાણ.

૫૫ વરસ.

ઉપાડયો નવ ઉપડે, તોળ્યો ન થાય ટાંક;
ત્રણ દિશાથી પરવરે, દક્ષિણ દિશા ન જાય.

૫૬ પડછાયો.

જમ્યા પહેલી જે જમે, જમ્યા પછી ન્હાય;
એને વરાવો પરમંદિરીએ, ઘરમાં એ વિણ
રસોઇ ન થાય. તપેલું.

૫૭

હું તો ગઇ'તી તારે કારણે, તું તો રહ્યો તાકી;
બે હતાં બગલમાં, તેણે આબરૂ રાખી.

૫૮ બેડું પાણીનું.

રાધા વરને કર વસે, પંચમ અક્ષર જેહ;
પ્રથમ અક્ષર પરહરી, વધે તે મુજને દે.

સુદર્શન.

૫૯

કમળ પર બે કમળ છે, કમળ તો વળી સજળ છે;
સજળ વળી વિકળ છે, હરી કળા અકળ છે.

૬૦ આંખો.

ચાર પગ પણ ચાલે નહિ, એક વાંસો બે શીશ;
બાળક તેના પેટમાં, શું વસ્તુ તે કહીશ ?

૬૧ પારણું.

વન વગડાની ઉંચી નારી,
છોકરા પરણે ને મા કુવારી.

૬૨ મીંઢળ.

જીવ વિનાનું જાનવર, દો મૂખ પ્રત્યક્ષ દીઠ;
લોટ ખવરાવી ટીં ટીં એ, બોલે મધુર ગીત.

૬૩ મૃદંગ-તબલાં.

ચતુર નર ચિતે ધરે, દૂરથી મેળવે દેહ;
વગર પાંખે પરવરે, કહો વસ્તુ શી એહ.

૬૪ વાદળાં.

તળાવ સુકાણું અને, તીતા ભાઇ મરી ગયા;
તીતીબાઇ રાંડીને, એક ખુણે બેસી રહ્યા.

૬૫ દીવાની વાટ.

ધોળા કુવામાં ધોળુ પાણી,
અંધારી કોઠીમાં ખરી કમાણી.

પાણીવાળાં નાળીએર.

૬૬

છાએલો કુવો ને, ભીંતમાં પાણી;
ચકલી બેસે ત્યારે, ભીંત થાય કાંણી.

૬૭ પાણીનો નળ.

માથું બાંધેલું ને, વાળ છુટા,
રોજ ઉઠીને ધુળમાં ચોટયા.

૬૮ ઝાડુ, સાવરણી.

દૂધનો દોયતરો ને, માવાનો બેટો;
બરફીનો ભાઇ, તે મોઢામાં પેઠો.

૬૯ પેંડા.

એક હતી ઠગ, તેના લાંબા લાંબા પગ;
પાસે જે જઇને બેસે, તેના કકડા કરે ઢગ.

૭૦ સુડી.

એક ઉંદરડી એવી, તે કપડાં કોરાં કાપે;
બે દાંતવાળી લાંબી, તે કરડ કરડ માપે

૭૧ કાતર.

એક યંત્ર એવું, તેને બે બળદીયા જોડયા;
ગોળ ગોળ ફરતું ફરતું, કુવા ઘણા તોડયા.

૭૨ રેંટ.

ચામડાની કોથળી તે, કુવામાં જાય;
એકે સાથે પંદર હાંડા, પાણી સૌને પાય.

કો. પ્ર.

૭૩

છ પગવાળી ચકલી ને, મીઠું મીઠું ભાવે;
કાળી કાળી પાંખોવાળી, સૌ જગે તે આવે.

૭૪ માખી.

ઘેટાં બકરાંનો રાજા ને, વનવગડામાં ફરતો;
ધોકો ધાબળી લઇને હાથે, દુધ દા'ડી પીતો.

૭૫ ભરવાડ.

ઘાસલેટ પીતો ચુલોજી ને, રસોઇ સઘળી થાય;
છાણા લાકડા દેવતા વિના, ગરમ સઘળું થાય.

૭૬ સ્ટવ્ અથવા પ્રાઇમસ.

બળતા કોઠારમાંથી, ધુમાડાના ઢગ;
છાણા લાકડા કોલસા ખાઇ, જીવાડે સૌ જગ.

૭૭ ચુલો.

ઢબુનું મૂળ ને, પૈસાનો પીતા;
અરધીનો દાદો, તેનાં વાસણ વખણાતાં.

૭૮ ત્રાંબુ.

રૂપીઆનો રાજા ને, પાવલીનું મુલ;
દાગીનાનો દાદો, ધોળુ તેનું મુખ.

૭૯ રૂપું.

પીળું પીળું પતંગીઉ ને, જમીનમાંથી નીકળે;
સો ટચ સતાણું ગીની, મોંઘે ભાવે મળે.

૮૦ સોનું.

૮૦

ધોળી ધોળી મીણુબત્તી, વાસણે વળગી જાય;
તે જો વાંસણુમાં ન હોય, તો બધું કટાઇ જાય.

૮૧ કલાઇ.

ભારી વજનનું વાંદરૂ, જમીનમાંથી નીકળે;
ઉંચે નીચે કુદકા મારી, સોંસરી તે નીકળે.

૮૨ સીસું-તેની ગોળી.

ખારૂં ખારૂં ખારવું, ખાણુમાંથી નીકળે;
સીંધુનું તે છોકરૂં, પવિત્ર હીંદુ પેખે.

૮૩ સીંધવ.

તેલનો રાજા, તેલ માંહે રમતો;
ઉંચે બેસણે બેસીને, લાંબી લેખણે લખતો.

૮૪ ઘાંચી.

સોના રૂપાના ઘાટ, ઘડતો ભલી ભાત,
શણુગારમાં ચળકાટ, બનાવું હું તમ માટ.

૮૫ સોની.

ઇમારતમાં ઇંટો ને, પથ્થર ને ચુનો;
બનાઉ હું ભીંતો, સૌથી હું જુનો.

૮૬ કડીઓ.

અભણુ છુ ઉદ્યમી ને, કહેવાઉં વળી રાજા;
આખો દીન માટી માંહે, હાથ રહે તાજા.

કુંભાર.

૮૭

લોખંડની ઝાડુથી, ઝાડુ ફાઢી જાય;
એ ઝાડુ ન હોય તો, બોકડા જેવા થાય.

૮૮ હજામ.

રંગનો રાજા ને, રંગ માંહે રમતો;
ઊન રેશમ સુતરનો, જનમ હું ફેરવતો.

૮૯ રંગારો.

રૂનો રાજા ને, દોરાનો દાદો;
હું હું હું હું કરતો, સેજનો શાહજાદો.

૯૦ પીંજારો.

સરરરર કરતી ચરખી બાઇ, ગોળ પૈડું ચાલે;
છરી ચાકુ અડયા ભેગી, તરત ધાર આલે.

૯૧ સરાણ.

ફડફડ કરતી પુદડી બાઇ, ફોદા કાઢી નાખે;
માટીના ગોળામાં પેસીને, છોતા પાણી કાઢે.

૯૨ રવાઇ.

નાક કાન ભમર કપાળ,
ગાલ ડાઢ માથા પર વાળ;
હાથ પગ પર વીશ નખ રાખ,
એ મારો ઉખિયાણો ભાખ.

માણસ.

૯૩

સો ગજ કાતર ને, લાખવાર હડી;
એટલા મોટા હથીઆર સાથે, તે પડે લડી.

૯૪ દરજી.

નદી કુવા તળાવ ઘાટે, કામ કરૂ વે'લુ;
સૌનો મેલ કાઢું, પણ મારૂં કામ મેલું.

૯૫ ધોબી.

લોખંડનો લાલજી ને, લોખંડમાં ફરે;
દુનિયામાં ઉપયોગી, એ કારીગર ખરે.

લુહાર.

---

## આંધળાનાં ઉખાણાં.

૧

છ આંધળા વિચારે એમ, હાથી અમારે જોવો કેમ;
સૌ જણુ જોવા ચાલ્યા એમ, ગયા હાથીની પાસે તેમ

૨

એક હાથીની પાસે ગયો, હાથ પેટ ઉપર ફેરવ્યો;
જોઈ મોટું તે બોલી રહ્યો, ભીંત જેવડો હાથી કહ્યો.

૩

બીજો આંધળો જોવા જાય, દાંત તરફ તે ચાલી જાય
દાંત પકડીને કે'તો જાય, હાથી ભાલા જેવો થાય.

૪

ત્રીજો હવે ચાલ્યો જોવાને, ધારે સૂંઢ હાથે પકડીને;
અજગર સમ તેને જાણીને, તેવો કહ્યો તેણે હાથીને.

૫

ચોથો ગયો જોવાને માટે, પગ પકડી જુવે હાથે;
ઝાડસમ કહે હાથી તે, જોઇ જોઇ ને બહુ ખાટે

૬

ગયો પાંચમો રાખી ધ્યાન, પકડીને હાથીના કાન;
કહ્યો હાથી તે ચતુર સુજાણ, બહુ મોટા સુપડા સમાન.

૭

છઠ્ઠો છેલ્લો જોવા જાય, પૂછડી પકડીને હરખાય;
ખુશી થઇને કે'તો જાય, દોરડા જેવો હાથી થાય.

૮

છ આંધળાઓ લડી પડયા, અને મારામારી પર ચડયા;
દેખતાં માણસ વચમાં પડયા, સૌ આંધળાને છુટ્ટા કર્યા.

૯

સુણો સૌ તમે છો ખરા, આંખો વિના ખોટા પણ ખરા;
જેવું જોયું તેવા ઠર્યા, વાંક ન તેમાં તમારો જરા.

૧૦

તપાસ કરી જોવાની ટેવ, ઉપર વિચાર કરવાનું સેવ;
વિચાર કરી કે'વાની ટેવ, રાખે તેને જાણો દેવ.

## સમાપ્ત

# નવી બાળપોથી

આઠ આવૃત્તિમાં એક લાખ પ્રત ખપી ગઇ છે. ઉત્તમ અભિપ્રાય મળ્યા છે. મુંબઇ, ગુજરાત, કાઠિયાવાડની ઘણી નિશાળોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે.

આ બાળપોથી માટે સરકારી બુક કમીટીનો નિર્ણય નીચે પ્રમાણે છે.

No. 9857

*Ahmedabad, 25th Nov. 1927.*

FROM,

THE EDUCATIONAL INSPECTOR, N. D.,

To. **K. K. Joshi & Brothers,**

84–92, KANDAWADI, BOMBAY-

Sirs,

With reference to your letter dated the 11th. August 1927, I have the honour to inform you that your book '**નવી બાળપોથી**' was again considered by the School Book Committee at the last meeting and that it was decided that if a whole Series of Readers was brought out by the same author, it might be considered as a part of the whole series as previously resolved.

2. The copies of the book are returned separately by Book-post.

I have the honour to be,

Sirs,

Your most obedient servant

R. G. S.

I. I. SHAH,

*For* **Educational Inspector. N. D.**

**ઉપરની સુચના મુજબ નવી પહેલી ચોપડી છપાય છે.**